॥ ૐ ॥

# શ્રી રસીક સુધારસ

# સ્તવન સંગ્રહ

ભાગ ૧ થી ૮.

પ્રકાશક

મેસર્સ મેઘજી હીરજી

બુકસેલર, પાયધુની મુંબઈ.

# રસીક સુધારસ સ્તવન

## સંગ્રહ ભાગ ૧ થી ૮

જેમાં ચૈત્યવંદન કરવાની વિધિ, ચૈત્યવંદ-
નો, થોયો, પ્રભાતીયાં, લાવણીઓ,
સ્તવનો, સ્તુતિઓ, ગજલો, કવાલી-
ઓ, સઝાયો, અને વૈરાગી પદો-
ના સંગ્રહ ઉપરાંત પચ્ચખાણ
લેવાની વિધિ, ચોવીશ તી-
ર્થંકરોનાં નામ, લંછન,
વર્ણ, ઉંચાઇનો કોઠા,
અને આત્મગોષ્ટિ
ઇત્યાદિ વિષયો
આવેલા છે.

પ્રકાશક—મેઘજી હીરજી બુકસેલર.
૫૬૬, પાયધુની—મુંબાઇ.

કિંમત રૂ. ૦-૧૦-૦

# અનુક્રમણિકા.

## " મૃત્યુના મ્હોંમાં "

-અથવા-

# " અમૃતલાલનું અઠવાડિયું. "

### સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રને આધારે રચાયલી

## નવીજ ઢબની નવલકથા

### મુડીવાદના ત્રાસનું ચિત્ર.

મુડીવાળામાંથીજ એક વ્યક્તિ પવિત્ર બની કેવી રીતે દેશોદ્ધાર કરેછે તેનું અત્યન્ત રસિક બ્યાન

સાત કરોડની મુડીનું અદ્‌ભૂત વીલ: ત્હેની વિગત બારીકાઈથી વાચો.

મીલોના ગોટાળા અને સુધારા માટે વ્યવહાર સૂચનાઓ.

નવી નાત અથવા નવા પ્રકારની સમાજ રચના.

મહાત્મા કેવા હોય? મહાત્માની ઉગ્ર શરતો.

સાયન્સ માટે નવાં ક્ષેત્રો.

ફાંસી વખતે ડ્યુક સ્વદેશપ્રેમી બંધવાથી મોહી પડ્યોઃ અદ્ભૂત બાપણો.

હિંદને રાજા કે પાર્લામેન્ટની કોઈ બક્ષીસ ન જ જોઈએ.'

જ્ઞાતિઓ કેમ થઈ? હવે જોઈએ કે નહિ? તત્વદ્રષ્ટિથી વિચાર.

મહાત્માનો શબ્દે શબ્દ ગોખવા જેવા મહાન ઢંઢેરોઃ

બાળકો અને બાળકીઓની કેળવણી કેવી હોવી જોઈએ?

દુનિયા અને હિંદનું ભવિષ્ય.

શક્તિશાસ્ત્રનાં કિમતી સૂત્રો.

યોગ અને ભોગના ખાનદાન જોડાણની રચના

ઇત્યાદિ, ઇત્યાદિ. કિં. ૧–૦–૦

**પ્રસિદ્ધ લેખક: વા. મો. શાહ.**

---

આ સિવાય અનેકાનેક અમારી પાસે સચિત્ર નવલ કથાઓ છે જે જોઇએ તે ખુશી થી મંગાવશો.

**સત્યાગ્રહી શ્રી મહાવીર** ના પાંચ જુદી જુદી જાતના સત્યાગ્રહવાળા ફોટાનો એક સુંદર તખ્તો તૈયાર કરી બે રંગમાં છપાવેલ છે કિંમત **આના ચાર** વી. પી, થી મોકલવામાં આવતો નથી. મંગાવનારે પોષ્ટની ૭ આનાની ટીકટો મોકલી મંગાવી લેવો.

તીર્થંકરો અને તીર્થોના ફોટા–તીર્થંકરો ના તથા તીર્થોના, દેવીઓના અને કેટલાક પવિત્ર મુનિરાજોના અમારે ત્યાંથી ફોટાઓ મળી શકશે. એક ફોટાની કિંમત આના આઠ.

તથા

બે રંગમાં આર્ટ કાર્ડ ઉપર છાપેલા એક ફોટાની કિંમત આના ચાર પોષ્ટેજ વી. પી. ખર્ચ જુદું

દેશ ભક્તોના ફોટા મહાત્મા ગાંધીજી લોક માન્ય તિલક મહારાજ લો. લાલાલજપત-રાય આદિ ૫૦ મહાન ભક્તોના આર્ટ કાર્ડ સાઇજ ફોટાઓ છુટક તેમજ જથા બંધ અમારે ત્યાંથી મળી શકશે એક ફોટાની કિંમત આનો અરધો.

છપાય છે!     છપાય છે!!

ભવોભવમાં કરેલાં ભયંકર દુષ્ટ કૃત્યો કરવાથી મનુષ્યોને આ ભવમાં અથવા આવતા ભવમાં અગર નારકીમાં અનેક દુઃખો ભોગવ્યા સિવાય છુટકો થઈ શકતો નથી. પશ્ચાતાપ કર્યા વગર પાપ ધોયું ધોવાતું નથી. અપૂર્વ બોધ આપી શકે અને પશ્ચાત્તાપનો કીડો દૂર કરી શકે એવો નીચેનો મહાન ગ્રંથ વાંચવાની દરેક સ્ત્રી પુરૂષને ખાસ ભલામણ કરવામાં આવે છે. મોંઘા મળેલા માનવ ભવમાં આવું અનુપમ સુંદર પુસ્તક વાંચ્યા વગરનું રહી જસે તો પાછળથી પસ્તાવો પૂરો થશે, માટે આજે જ "શ્રી સમરાદિત્ય કેવળી ચરિત્ર યાને પુણ્ય પ્રભાવ" સચિત્ર પુસ્તક

માટે અગાઉથી આઠ આના ડીપોઝીટ મોકલી ગ્રાહક તરીકે નામ નોંધાવો, પુસ્તક ૬૪૦ પૃષ્ટનું થશે અને થોડા માસમાંજ ગ્રાહકના કર કમળમાં મુકાશે કિંમત રૂા ૩—૦—૦ ઉપરોક્ત ગ્રાહક પાસેથી લેવામાં આવશે વી. પી. ચાર્જ જુદો પડશે. પાછળથી રૂા. ૬—૦—૦ પડશે અને તે પણ શીલીકમાં હશે તોજ મળશે. કારણ કે અમારા તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોના ગ્રાહકો પુસ્તક છપાવ્યા પહેલાંજ થઇ જાય છે, છપાઇને બહાર પડયા પછી ડબલ કિંમતે વેચાય છે છતાં શિલકમાં રહેવા પામતા નથી માટે અગાઉથી ગ્રાહક થઈ લાભ લ્યો. પાછળથી મળવા સંભવ નથી.

મેસર્સ મેઘજી હીરજી બુકસેલર.

પાયધુની—મુંબાઇ.

---

# રસીક સુધારસ સ્તવન.

## સંગ્રહ ભાગ ૧ થી ૮

### મંગળાચરણ.

ॐकार बिन्दुसंयुक्तं,
नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव,
ॐकाराय नमोनमः

### માંગલિક કાવ્યાનિ.

મંગલં ભગવાન વીરો,
મંગલં ગૌતમ પ્રભુ;
મંગલં સ્થુલિભદ્રાદ્યા,
જૈનો ધર્મોસ્તુ મંગલં. ૧
એક જંબુ જગ જાણીએ,
બીજા નેમ કુમાર;

ત્રીજા વયર વખાણીએ,
ચોથા ગૌતમ ધાર. ૨
અંગુઠે અમૃત વસે,
લબ્ધી તણો ભંડાર;
તે ગુરૂ ગૌતમ સમરીએ,
વાંછીત ફળ દાતાર. ૩

## સાથીઓ કરતી વખતે ભાવવાના દુહા.

તેમાં પ્રથમ ત્રણ ઢગલીઓ અને સિદ્ધશિલા કરતી વખતે ભાવવું કેઃ

દર્શન જ્ઞાન ચારિત્રના,
આરાધનથી સાર;
સિદ્ધશિલાની ઉપરે,
હો મુજ વાસ શ્રીકાર. ૧

## હવે સાથીઓ કરતી વખતે.

અક્ષત પૂજા કરતા થકા,
સફળ કરે અવતાર;
ફળ માગું પ્રભુ આગલે,
તાર તાર મુજ તાર.

## ફળ મુકતી વખતે.

ફળ પૂજા કરતા થકા,
સફળ કરે અવતાર;
ફલ માગું પ્રભુ આગલે,
તાર તાર મુજ તાર. ૧

સંસારિક ફળ માગીને,
રવડયો બહુ સંસાર
અષ્ટ કર્મ નીવારવા,
માગું મોક્ષ ફળ સાર. ૨

ચોહુંગતી ભ્રમણ સંસારમાં,
જન્મ મરણ જંજાલ;
પંચમગતિ વીણુ જીવને,
સુખ નહિ ત્રિહું કાલ. ૩

## ચૈતવંદન કરવાની વિધી.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન ચૈત્યવંદન કરૂં એમ કહીને પછી ચૈત્યવંદન કહેવું.

સકળકુશળવલ્લીપુષ્કરાવર્તમેઘો,
દુરિતતિમિરભાનુઃકલ્પવૃક્ષોપમાનઃ
ભવજલનિધિપોતઃસર્વસંપતિહેતુઃ
સભવતુ સતતંવઃશ્રેયસે શાંતિનાથઃ
શ્રેયસે પાર્શ્વનાથઃ ।।

## ચૈત્ય વંદન.

જય જય શ્રી જીનરાજ આજ મળીઓ મુજ સ્વામી, અવિનાશી અવિકાર સાર જગ અંતર જામી, કૃપાકૃપી ધર્મ દેવ આતમ આરામી, ચિદાનંદ ચેતન પ્રભુ શિવલીલા પામી, સિદ્ધબુદ્ધ તુજ વંદતા એ સકળ સિદ્ધવર બુદ્ધ, રમો પ્રભુ ધ્યાને કરી પ્રગટે આતમ શુદ્ધ. કાળ બહુ થાવર ગયો ભમીયો ભવમાંહિ, વિગલેંદ્રિય એળે ગયો સ્થીરતા નહિ કાંઇ, તીરી પંચેંદ્રિય નર દેહમાં વળી કર્મે હું આવ્યો, કરી કુકર્મ નરકે ગયો દરશન નહી પાયો, એમ અનંત કાળે કરી

પામ્યો નર અવતાર, હવે ભવતા-
રણ તું મળ્યો ભવજળ પાર ઉતાર.

## જંકીંચિ.

જંકીંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ; જાઈં જિણ બિંબાઇં, તાઇં સવ્વાઇં વંદામિ.

## નમુથ્થુણં.

નમુથ્થુણં અરિહંતાણં ભગ-વંતાણં આઇગરાણં તિથ્થયરાણં સયંસંબુદ્ધાણં પુરિસુત્તમાણં પુરી-સસીહાણં પુરિસવર પુંડરીઆણં પુરીસવરગંધહથ્થીણં લોગુત્ત-માણં લોગનાહાણં લોગહિઆણં લોગપઇવાણં લોગપજ્જોઅગ

રાણું, અભયદયાણું, ચખ્ખુદયાણું મગ્ગદયાણું, સરણુદયાણું, બોહિદયાણું ધમ્મદયાણું, ધમ્મદેસિયાણું, ધમ્મનાયગાણું ધમ્મસારહીણું ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણું અપ્પડિહયવરનાણું દંસણુધરાણું વિઅટ્ટછઉમાણું જિણાણું જાવયાણું તિન્નાણુતારયાણું બુદ્ધાણું બોહયાણું મુત્તાણું મોઅગાણું સવ્વન્નુણું સવ્વ દરિસીણું સીવ મયલ મરૂઅ મણુંત મખ્ખય મવ્વાબાહ મપુણુરાવિત્તિ સિદ્ધિગઇ નામધેયંઠાણું સંપત્તાણું નમોજીણાણું જિઅભયાણું જેઅઇઆસિદ્ધા જેઅ

ભવિસ્સ તિણા ગએ કાલે સંપઇઅ
વટ્ટમાણા સવ્વેતિવિહેણ વંદામી.

## જાવંતિ.

જાવંતિ ચેઇઆઇં ઉઢ્ઢેઅ અહેઅ તિરિઅલોએઅ સવ્વાઇંતાઇંવંદે ઈહસંતો તથ્થસંતાઇં:

ઈચ્છામી ખમાસણો વંદીઉ જાવણીજાએ નીસિહીઆએ મથએણ વંદામી.

## જાવંતિ કેવિસાહુ.

જાવંતિ કેવિસાહુ ભરહેરવય મહાવિદેહેઅ, સવ્વેસીં તેસિં પણઓ તિવિહેણ તિદંડ વિરિયાણં.

નમોર્હંત સિદ્ધાચાર્યોપાધ્યાય-સર્વ સાધુભ્યઃ

# અહીં સ્તવન બોલવું.

## પછી

## જયવિયરાય.

જયવીયરાય, જગગુરૂ હોઉ- મમ તુહ પભાવઓ ભયવં ભવ નિવ્વેઓ મગ્ગાણુ સારિઆ ઈટ્ઠ- ફલ સિદ્ધિ લોગ વિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપુઆપરથ્થકરણં ચ સુહગુ- રૂજોગો તવ્વયણ સેવણા આભવમ- ખંડા વારિજ્જઈ જઈવિ નિઆણ બંધણં વિઅરાય તુહસમએ ત- હવિ મમહુજ્જસેવા ભવે ભવે તુમ્હ ચલણાણં દુખ્ખખ્ખઓ કમ- ખ્ખઓ સમાહીમરણં ચ બોહિલા-

બોઅ સંપજ્જઉ મહુઅેઅં તુહુ-
નાહ પણામ કરણેણું સર્વ મંગલ
માંગલ્યં સર્વકલ્યાણકારણં પ્રધાનં
સર્વ ધર્માણાં જૈનં જયતિ શાસનં.

## અરિહંત ચેઇઆણં.

અરિહંત ચેઇઆણં, કરેમી કા-
ઉસ્સગ્ગં વંદણવતિઆએ, પૂઅણ-
વત્તિઆએ, સક્કારવતિઆએ, સ-
મ્માણવત્તિઆએ, બોહિલાભવત્તિ
આએ, નિરૂવસગ્ગવત્તિઆએ, સિ-
દ્ધાએ, મેહાએ ધીઇએ ધારણાએ,
અણુપ્પેહાએ, વદ્ધમાણીએ, ઠામી
કરેમી કાઉસ્સગ્ગં.

## અન્નથ્ય ઉસસીએણં-

અન્નથ ઉસસીએણં, નીસસીઃ

એણું, ખાસીએણું, છીએણું, જં-
ભાઇએણું, ઉડ્ડુએણં વાયનીસગ્ગેણું,
ભમલિએ પિત્તમુચ્છાએ સુહુમેહિં
અંગસંચાલેહિં સુહુમેહિં ખેલસં-
ચાલેહિં સુહુમેહિં દિઠ્ઠિ સંચાલેહિં
એવમાઇએહિં આગારેહિં અભગ્ગો-
અવિરાહિઓહુજ્જ મે કાઉસગ્ગો,
જાવઅરિહંતાણં ભગવંતાણં નમુ-
ક્કારેણં નપારેમી તાવકાયં, ઠાણેણં
મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસ-
રામી.

પછી એક નવકારનો કાઉસગ્ગ
કરી થોય કહેવી.

**શ્રી શત્રુંજયની થોય ( સ્તુતિ )**

શ્રી શત્રુંજય મુખ્ય તિર્થ

તિલક શ્રી નાભીરાજાંગજં, વંદે રૈવત શૈલ મૌલી મુગટં શ્રી નેમી નાથંયથા, તારંગે અજીતં જીનં ભૃગુપુરે શ્રીસુવૃત સ્તંભને શ્રી પાર્શ્વં પ્રણુમામિ સત્યનગરેશ્રી વર્ધ્ધમાનં ત્રીધા.

## ઇતિ ચૈત્યવંદન વિધી

## ભાવનાઓ.

પ્રભુ દર્શન સુખ સંપદા,
મ્હારા વાલાજીરે.
પ્રભુ દર્શન નવ નિદ્ધ,
નમીએ નેહશું. —મ્હારા૦
પ્રભુ દર્શનથી પામીએ, મ્હારા૦
સકળ પદારથ સિદ્ધ. નમીએ
—મ્હારા૦

ભાવે જીનવર પૂજીએ, મહારા૦
ભાવે દીજે હો દાન. નમીએ
—મહારા૦
ભાવે ભાવના ભાવીએ, મહારા૦
ભાવે કેવળ જ્ઞાન. નમીએ-મહારા૦

## પ્રભાતીયાં.

પાસ સંખેશ્વરા સાર કર સેવકા, દેવકા એવડી વાર લાગે ॥ કોડી કરજોડી દરબાર આગે ખડા ઠાકુરા ચાકુરા માન માગે ॥ પ્રગટ થા પાસજી મેલી પડદોપરો મોડ અ-સુરાણને આપ છોડા ॥ મુજ મહિ-રાણુ મંજુસમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો ॥ જગતમાં દેવ જગદીશ તું જાગતો, ॥ એમ

શું આજ જીનરાજ ઊંઘે ।। મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મધ્યે ।। ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણ ત્રીકમે તુજ સંભાર્યો ।। પ્રગટ પાતાલથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહના ભય નિવાર્યો ।। આદિ અનાદિ અરિહંત તું એક છે, દિનદયાળ છે કુણ દુજો ।। ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભવભંજનો એહ પુજો ।।

ચાલોને પ્રીતમજી પ્યારા, શેત્રુંજે જઈએ ।।શેત્રુંજે જઈએ ।। ચાલો૦ ।। એ આંકડી ।। શું સંસારે રહ્યા છો મુંજી, દિન દિન તન

છીજે ॥ આઠ આભની છાયા સરખી, પોતાની કીજે ॥ ચાલો૦ ॥૧॥ જે કરવું તે પહેલાં કીજે, કાલે શી વાતો ॥ અણુચિંતવીઆં આવી પડશે, સબળાની લાતો ॥ ચાલો ॥૨॥ ચતુરાઇ શું ચિત્તમાં ચેતી, હાથે તે સાથે ॥ મરણુતણા નિશાના મોટા, ગાજે છે માથે ॥ ચાલો૦ ॥૩॥ માતા મરૂદેવી નંદન નિરખી ભવ સફળો કીજે ॥ દાન-વિજે સાહેબની સેવા એ સઘળી લીજે ॥ ચાલો૦ ॥૪॥

## શ્રી સીદ્ધાચળનું ચૈતવંદન.

વિમળ કેવળ જ્ઞાન કમળા, કલિત ત્રિભૂવન હિતકરં ॥ સુરરાજ

સંસ્તુત ચરણ પંકજ નમો આદિ-
જીનેશ્વરં ॥ ૧ ॥ વિમળ ગિરિવર
શૃંગમંડળ, પ્રવર ગુણ ગણ ભુધરં ॥
સુર અસુર કિન્નર કોડી સેવિત ॥
નમો૦ ॥ ૨ ॥ કરતી નાટક કિ-
ન્નરી, ગણ ગાય જીન ગુણ મન-
હરં ॥ નીર્જરાવલી નમે અહર્નીશ
॥ નમો૦ ॥૩॥ પુંડરિક ગણપતિ
સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મન-
હરં ॥ શ્રી વિમળગિરિવર શૃંગ
સિદ્ધા ॥ નમો૦ ॥૪॥ નિજ સાધ્ય
સાધન સુર મુનિવર, કોડી નંત
એ ગિરિવરં ॥ મુક્તિ રમણી વર્યા
રંગે ॥ નમો૦ ॥૫॥ પાતાળ નર
સુરલોકમાંહિ વિમળ ગિરિવર તો

પરં ॥ નહીં અધિક તિરથ તિર્થ-
પતિ કહે ॥ નમો૦ ॥ ૬ ॥ ઇમ
વિમલ ગિરિવર સિખર મંડણ
દુઃખ વિહંડણ ધ્યાઇએ ॥ નિજ
શુદ્ધ સત્તા સાધનાર્થે, પરમ જ્યો-
તી ને પાઇએ ॥ જીત મોહ કોહ
વિછોહ નિદ્રા પરમ પદસ્થીત જય-
કર ॥ ગિરિરાજ સેવા કરણ તત્પર,
પદ્મવિજય સુહિતકરં

## શ્રી આદીનાથનું ચૈતવંદન.

આદીદેવ અલવેશરૂ, વની-
તાનો રાય ॥ નાભીરાયા કુલમં-
ડણો, મારૂદેવી માય ॥ પાંચસે
ધનુષની દેહડી. પ્રભુજી પરમ

દયાળ ॥ ચોરાશી લાખ પૂરવનું, જશ આયુ વિશાળ ॥ વૃષભ લંછન જીનવર ધરૂ એ, ઉત્તમ ગુણ મણી ખાણુ ॥ તસ પદ પદ્મ સેવન થકી લહિએ અવિચળ ઠાણુ ॥

## શ્રી પુંડરીક સ્વામીનું ચૈતવંદન.

આદીશ્વર જીનરાયનો, ગણધર ગુણવંત ॥ પ્રગટ નામ પુંડરીક જાસ મહિમાંહે મહંત ॥ પંચક્રોડ સાથે મુણિંદ, અણસણ તિહાં કીધ ॥ સંયમ સુખરૂપ આદરી મોક્ષ વધુવર લીધ ॥ ચૈત્રિ પુનમ દિનેએ પામ્યા પદ મહાનંદ ॥ તે દિનથી પુંડરીકગીરી, નામ દાન સુખકંદ.

## શ્રી શાંતિનાથનું ચૈતવંદન.

શાંતિ જીનેશ્વર સોળમા, અચિરા સુતવંદો વિશ્વસેન કુળ નભોમણી, ભવિજન સુખકંદો ॥ મૃગ લંછન જીન આઉખુએ, લાખ વરસ પ્રમાણ ॥ હથિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ મણી ખાંણ ॥ ચાલીસ ધનુષની દેહડી, સમચોરસ સંઠાણ ॥ વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ ॥ ઇતિ સંપુર્ણ.

## પાર્શ્વનાથનું ચૈતવંદન.

આશ પુરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ ॥ વામામાતા જનમીઆં, અહિલંછન જાસ ॥૧॥ અશ્વસેન

સુત સુપાસફૂએ, નવ હાથની કાય ॥ કાશીદેશ વણારસી, પુન્યે પ્રભુ આય ॥૨॥ એકસો વરસનું આઉખું, પાળી પાર્શ્વકુમાર ॥ પદ્મ કહે મુકતે ગયા નમતાં સુખ નિરધાર ॥ ૩ ॥

## શ્રી નેમનાથનું ચૈતવંદન.

નેમનાથ બાવિસમા, શિવાદેવી માય ॥ સમુદ્રવિજય પૃથ્વી પતિ, જે પ્રભુના તાય ॥ દશ ધનુષની દેહડી આયુ વરસ હજાર ॥ શંખ લંછનધર સ્વામીજી, તજી રાજુલનાર ॥ સૌરીપુરી નયરી ભલીએ, બ્રહ્મચારી ભગવાન ॥ જીન ઉત્તમ પદ પદ્મને, નમતા અવિચળ ઠાણ. ॥

## શ્રી મહાવીરસ્વામીનું ચૈતવંદન.

સિધારથ સુત વંદીએ; ત્રીસલાનો જાયો ॥ ક્ષત્રિ કુંડમાં અવતર્યો, સૂર નરપતિ ગાયો ॥ મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય ॥ બહોતેર વરસનું આઉખું, વીર જીનેશ્વર રાય ॥ ખીમાવિજય જીનરાજનો એ, ઉત્તમ ગુણ અવદાત ॥ સાત બોલથી વરણવ્યો, પદ્મ વિજય વિખ્યાત ॥ ઇતિ ॥

## અથ શ્રી સિદ્ધાચળનું ચૈતવંદન.

સદ્ભક્ત્યા નતમૌલીનિર્જરવરભ્રાજિષ્ણુમૌલીપ્રભા, સંમિશ્રારૂણદીપ્તિશોભીચરણાસ્મોજદ્વયઃ સર્વદા ॥ સર્વજ્ઞઃ પુરૂષોતમઃ સુચ-

રિતો ધર્માર્થીનાં પ્રાણિનામ્ ભુયા-
હ્નુરિ વિભૂતયે મુનિપતિઃ શ્રીના-
ભિસુનુર્જિનઃ ૧ સદ્બોધોપચિતાઃ
સદૈવ દધતા પ્રૌઢપ્રતાપશ્રિયો, યે-
નાજ્ઞાનતમોવિતાનમખિલં વિક્ષિ-
સમન્તઃક્ષણમ્ ॥ શ્રીશત્રુંજયપૂર્વ-
શૈલશિખરમ્ ભાસ્વાનિવોદ્ભાસ-
યન્ ભવ્યામ્ભોજહિતઃ સએષ જ-
યતુ શ્રીમારૂદેવઃ પ્રભુઃ ૨ યો વિજ્ઞા-
નમયો જગત્રયગુરૂર્યં સર્વલોકાઃ
શ્રીતાઃ, સિદ્ધિર્યેન વૃતા સમસ્ત-
જનતા યસ્મૈ નતિં તન્વતે યસ્મા
ન્મોહમતિર્ગતા મતિમતાં યસ્યૈવ
સેવ્યં વચો યસ્મિન્ વિશ્વગુણાસ્ત-
મેવ સુતરાં વન્દે યુગાદીશ્વરમ્. ૩

## અથ શ્રી શાન્તિજીન ચૈત્યવંદન.

વિપુલ નિર્મલ કીર્તિ ભરાન્વિતો
જયતિ નિર્જર નાથ નમસ્કૃતઃ
લઘુ વિનિર્જીત મોહધરાધિપો
જગતિયઃ પ્રભુ શાન્તિજીનાધિપઃ ॥૧॥
વિહિત શાંત સુધારસ મજ્જનં
નિખિલ દુર્જય દોષ વિવર્જિતમ
પરમ પુણ્યવતાં ભજનીયતાં
ગતમનન્તગુણૈ સહિતં સતામ ॥ ૨ ॥
તમચિરાત્મજમીશમનીશ્વરં
ભવિક પદ્મ વિબોધ દિનેશ્વરમ
મહિમધામ ભજામિ જગત્રયે
વરમનુત્તર સિદ્ધિ સમૃદ્ધયે. ॥ ૩ ॥

## બીજનું ચૈતવંદન.

દુવિધ ધર્મ જેણે ઉપદીસ્યો,

ચોથા અભિનંદન ॥ બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન ॥૧॥ દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો શુભ ધ્યાન ॥ ઇમ પ્રકાસ્યું સુમતી જીને, તે ચવીયા બીજ દન ॥૨॥ હોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ ॥ મુજપરે શીતલજિન કહે, બીજે દીન શીવ ભજીએ ॥ ૩ ॥ જીવાજીવ પદાર્થનું, કરો નાણ સુજાણ ॥ બીજ દીને વાસુપુજ્ય પરે, લહો કેવળનાણ ॥૪॥ નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ ॥ અરજીન બીજ દિન ચવી, ઇમ જીન આગળ કહીએ

॥ ૫ ॥ વર્તમાન ચોવીશીઓએ; ઇમ જીન કલ્યાણુ ॥ બીજ દિને કોઇ પામીયા, પ્રભુ નાણુ નિર્વાણુ ॥૬॥ ઇમ અનંત ચોવીશીએ, હુવા બહુ કલ્યાણુ ॥ જીન ઉત્તમ પદ પદ્મને નમતાં હોય સુખ ખાણુ ॥ ૭ ॥ ઇતિ.

## શ્રી જ્ઞાન પંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીરજિન,
ભાખે ભવિજન આગે;
ત્રિકરણશું ત્રિહું લોકજન,
નિસુણો મન રાગે. ૧
આરાધો ભલીભાતસેં,
પંચમી અજુઆલી;

જ્ઞાન આરાધન કારણે,
એહજ તિથી નીહાળી. ૨

જ્ઞાન વિનાઃ પશુ સારીખા,
જાણ્યો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહ્યું,
શીવપદ સુખ શ્રીકાર. ૩

જ્ઞાન રહિતં ક્રિયા કહી,
કાશ કુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર,
જ્ઞાન એક પરધાન ૪

જ્ઞાની સાસોસાસમેં,
કરે કર્મનો ખેહ;
પૂર્વ કોઠી વરસાં લગે,
અજ્ઞાને કરે તેહ. ૫

દેશ આરાધક ક્રિયા કહી,
સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહિમા ઘણો,
અંગ પાંચમે ભગવાન. ૬

પંચમાસ લઘુ પંચમી,
જાવજ્જીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની,
પંચમી કરો શુભ દ્રષ્ટિ. ૭

એકાવનહી પંચનોએ,
કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજવણું કરો ભાવશું,
ટાલે ભવ ફેરો. ૮

એણી પેરે પંચમી આરાહીએ,
આણી ભાવ અપાર;

વરદત ગુણ મંજરી પરે,
રંગ વિજય લહો સાર. ૬

## આઠમનું ચૈતવંદન.

મહા શુદ આઠમ દિને,
વિજયા સુત જાયો,
તિમ ફાગણ શુદ આઠમે,
સંભવ ચવી આવ્યો.
ચૈત્ર વદની આઠમે,
જન્મ્યા રીખભજીણંદ,
દીક્ષા પણ તે દિન લહી,
હુવા પ્રથમ મુનિચંદ.
માઘ શુદી આઠમદિને,
આઠ કર્મ કર્યા દુર,
અભિનંદન ચોથા પ્રભુ,

પામ્યા સુખ ભરપુર.
એહીજ આઠમ ઉજળી,
જન્મ્યા સુમતીજીણુંદ,
આઠ જાતી કળશે કરી,
નવરાવે સુરઇંદ્ર.
જન્મ્યા જેઠ વદી આઠમે,
મુની સુવ્રત સ્વામિ,
તેમ અશાડ વદી આઠમે,
અષ્ટમી ગતી પામી.
શ્રાવણ વદ આઠમ દિને,
નમી જન્મ્યા જગ ભાણ,
તેમ શ્રાવણ સુદ આઠમે,
પાસજીનો નિર્વાણ.
ભાદ્રવા વદી આઠમે,

ચવિયા સ્વામિ સુપાસ,
જીન ઉત્તમ પદ પદ્મને,
સેવ્યાથી શીવ વાસ.

## શ્રી એકાદશી ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી,
પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુરવિધ થાપવા,
મહસેન વન આયો. ૧
માધવ શીત એકાદશી,
સોમલ વિજયઘ્ન;
ઇંદ્રભુતિ આદે મળ્યા,
એકાદશ વિદ્ય. ૨
એકાદશસેં ચઉ ગુણા,
તેહને પરિવાર;

વેદ અર્થ અવળો કરે,
મન અભીમાન અપાર. ૩

જીવાદિક સંશય હરીએ,
એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ,
જિન શાસન જયકાર. ૪

મલ્લી જન્મ અરમલ્લી પાસ,
વર ચરણ વિલાસી;
રૂશભ અજિત સુમતી નમી,
મલ્લી ઘન ઘાતી વિનાશી. ૫

પદ્મ પ્રભ શિવવાસ પાસ,
ભવ ભવના તોડી;
એકાદશી દિન આપણી,
રૂદ્ધિ સઘળી જોડી. ૬

ઇશ ક્ષેત્રે ત્રિહું કાળના,
ત્રણુશે કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી,
આરાધો વર નાણુ. ૭

અગ્યાર અંગ લખાવીએ,
એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વિંટણી,
મશી કાગળ કાઠાં. ૮

અગ્યાર અવ્રત છાંડવાં એ,
વહો પડિમા અગીઆર;
ખિમા વિજય જિન શાસને,
સફળ કરો અવતાર. ૯

## સ્તુતી.

છે પ્રતીમા મનોહારીણી,
દુઃખ હરી શ્રી વીરજીણંદની,
ભક્તોને છે સર્વદા સુખકરી,
જાણે ખીલી ચંદની.
તે પ્રતીમાના ગુણ ભાવ ધરીને,
જે માણસો ગાય છે,
પામી સઘળાં સુખ તે જગતનાં,
મુક્તી ભણી જાય છે.

## સ્તુતિ તથા લાવણીઓ.

### મંગળાચરણ.

પૂર્ણાનંદ મયં મહોદય મયં,
કૈવલ્ય ચિદ્દગ્મયં.
રૂપાતિત મયં સ્વરૂપ રમણં,

સ્વભાવિકી શ્રીમયં.
જ્ઞાનોદ્યોત મયં કૃપારસ મયં,
સ્યાદ્વાદ વિદ્યાલયં.
શ્રી સિદ્ધાચલ તિર્થરાજ મનિષં,
વંદેહ માહિશ્વરં, ॥૧॥
ચૂર્ણયાનાં વિપણીસ્તમો દિનમણી,
ક્રમેણ કુંભ સુણી.
મોક્ષે નિસરણિ સુરેંદ્ર કરણી,
જ્યોતી પ્રભા સારિણિ.
દાને દેવમણીર્નતોત્તમ જન,
શ્રેણી કૃપા સારિણિ.
વિશ્વાનંદ સુધા ધૃણિર્ભવભિદે,
શ્રી પાર્શ્વ ચિંતામણી. ॥૨॥
નેત્રાનંદ કરી ભવોદધિ તરી,

શ્રેયસ્તરો મંજરી,
શ્રીમદ્ ધર્મ મહા ધુરંધ નગરી,
વ્યાપલ્લતા ધુમરિ.
હર્ષોત્કર્ષ શુભ પ્રભાવલહરી,
રાગદ્વિસાંજીત્વરી.
મુર્તિ શ્રીજિન પુંગવસ્ય ભવતુ,
શ્રેયસ્તરી દેહિનામ. ॥૩॥

---

શ્રેય સંકેત શાળા,
સુગુણ પરિ મલે,
જેય મંદાર માલા
છીનવ્યા મોહજાલા;
પ્રમદ ભરસરૈ પુર્ણે મેઘમાળા.
નમ્ર શ્રી મન્મરાલા,
વિતરણ કલીઆ,

નીરજીત સ્વર્ગ વીશાલા.
તન મુરતિ શ્રી વીશાળા,
વિદલતુ દુરીતં,
નંદીતંક્ષોની પાલા.

---

અરહન્તો ભગવંન્ત ઇન્દ્રમહિતા,
સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા;
આચાર્યો જિનશાસનોન્નતિકરા:
પૂજ્યાઉપાધ્યાયયકા:
શ્રી સિદ્ધાન્તસુપાઠકા મુનિવરા
રત્નત્રયારાધકા:
પંચઇતે પરમેષ્ઠિન: પ્રતિદિનં
કુરવન્તુનો મંગલમ.

---

સરસ શાંતી સુધારસ સાગરં
શુચીતરં ગુણરત્નમહાકરમ
ભવિકપંકજબોધદિવાકરં
પ્રતિદિનં પ્રણમામિ જીનેશ્વરમ.

## શ્રી શાંતિનાથની સ્તુતિ.

રાંજન્ત્યા નવપદ્મરાગરૂચિરૈઃ
પાદૈરજિતાષ્ટાપદા
દ્રેકો પદ્રુત જાત રૂપ વિભયા,
તન્વાયંધી રક્ષમામ ૧
બિભત્યા મનસેવ્યયા જિનપતે
શ્રી શાંતીનાથા સ્મરો
દ્રેકો પદ્રુત જાત રૂપ વિભયા;
તન્વાયંધી રક્ષમામ.

૩૮

# સિદ્ધાચળની સ્તુતિ

શત્રુંજય મંડણ રૂશભજીણંદ દયાળ,
મારૂદેવા નંદન વંદન કરૂં ત્રણ કાલ,
એ તીર્થ જાણી પુર્વ નવાણું વાર,
આદીશ્વર આવ્યા જાણી લાભ અપાર.

# બીજની સ્તુતી.

દિન સકળ મનોહર,
બીજ દિવસ સુ વિશેશ.
રાય રાણા પ્રણમે,
ચંદ્ર તણી જીહારેખ.
તીહાં ચંદ્ર વિમાને,

શાશ્વતા જીનવર જેહ.
હું બીજ તણે દિન,
પ્રભુસું આણી નેહ.

## શ્રી આદિશ્વર સ્તુતી.

ભવ્યાં ભોજ વિબોધનૈક તરણે,
વિસ્તારી કર્મોવલી;
રંભા સામજ નાભીનંદન મહા,
નષ્ટા પદા ભાસુરૈ.
ભકત્યા વંદીત પાદ પદ્મવિદુષાં,
સંપાદય પ્રોજ્જિતા;
રંભા સામજ નાભિનંદન મહા,
નષ્ટા પદા ભાસુરૈ.

## પાંચમની થોય.

શ્રાવણ સુદી દીન પંચમીએ,

જન્મ્યા નેમ જીણંદતો;
સ્યામ વરણ તનું શોભતું એ
મુખ શારદકો ચંદતો.
સહુસ વરસ પ્રભુ આવખું એ,
બ્રહ્મચારી ભગવંતતો;
અષ્ટકર્મ હેલે હણીએ,
પોહ્ચા મુકીત મહંતતો.

## આઠમની થોય.

મંગળ આઠ કરી જસ આગળ.
ભાવ ધરી સુરરાજજી;
આઠ જાતીના કળસ ભરીને,
નવરાવે જીનરાજજી.
વિરજીનેશ્વર જન્મ મહોચ્છવ,
કરતા શિવ સુખ સાધેજી;

આઠમનો તપ કરતાં અમ ઘેર,
મંગળ કમળા વાધેજી.

## શ્રી સીમંધર સ્વામીની થોય.

મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી, સોનાનું સિંહાસનજી ॥ રૂપાનું ત્યાં છત્ર બીરાજે, રત્નમણીમાં દીવા ચારજી ॥ કુમકુમ વરણી ત્યાં ગુંહુળી બીરાજે, મોતીના અક્ષર સારજી ॥ ત્યાં બેઠા સીમંધરસ્વામી, બોલે મધુરી વાણીજી ॥ કેશર ચંદન ભર્યા કચોળાં, કસ્તુરી બરાસોજી ॥ પહેલી પુજા હમારી હોજો, ઉગમતે પ્રભાતેજી ॥

## એકાદશી સ્તુતી.

એકાદશી અતિ રૂઅડી,

ગોવીંદ પુછે નેમ;
કીયુ કારણ એ પર્વ મહોટું,
કહોને મુજશું તેમ.
જીનવર કલ્યાણક અતિ ઘણા,
એકસોને પચાસ;
તેણે કારણ એ પર્વ મોટું,
કરો મૌન ઉપવાસ.

## સ્તવન સમુદાય.

### સ્તવન ૧.

આંખડીએ રે મેં આજ, શેત્રુંજો દીઠો રે ॥ સવા લાખ ટકાનો દહાડો રે લાગે મુને મીઠો રે ॥ સફળ થયો રે મારા મનનો ઉમાયો, વાલા મારા ભવનો સંશય ભાગ્યો રે ॥

નરક તિર્યંચ ગતિ દુર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે ॥ શેત્રુંજો દીઠોરે ॥ ૧ ॥ માનવ ભવનો લાહો લીજે, વાલા મારા દેહડી પાવન કીજેરે ॥ સોના રૂપાના ફુલડે વધાવી; પ્રેમે પ્રદક્ષિણા દીજેરે ॥ શેત્રુંજો૦ ॥૨॥ દુધડે પખાળીને કેશર ઘોળી વાલા મારા શ્રી આદિશ્વર પુજ્યારે ॥ શ્રી સિદ્ધાચળ નજરે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યાંરે ॥ શે૦ ॥ ૩ ॥ શ્રી મુખ સુધરમા સુરપતિ આગે, વાલા મારા વીરજીણંદ એમ બોલેરે ॥ ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહીં કોઈ શે૦ તોલેરે ॥ શે૦ ॥ ૪ ॥

ઈંદ્ર સરીખા એ તીરથની, વાલા મારા ચાકરી ચિત્તમાં ચાહેરે ॥ કાયાની તો કાસર કાઢી, સુરજ કુંડમાં નાહેરે ॥ શેત્રુંજો૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે વાલા મારા સાધુ અનંતા સીધ્યારે ॥ તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે ॥ શે૦ ॥ ૬ ॥ નાભીરાયા સુત નજરે જોતાં; વાલા મારા મેહ અમીરસ વુઠયારે ॥ ઉદયરતન કહે આજ મારે પોતે, શ્રી આદેશ્વર તુઠયારે ॥ શે૦ દીઠોરે ॥ ૭ ॥

## સ્તવન ૨.

મનના મનોરથ સવી ફળ્યાએ, સિધ્યાં વંછીત કાજ ॥ પુજો ગિરિ-

રાજનેરે ॥ પ્રાયે એ તીરથ શાશ્વતો એ, ભવજળ તરવા ઝાઝ ॥ પુજો૦ ॥ ૧ ॥ મણી માણેક મુક્તાફળેએ, રજત કનકનાં ફુલ ॥ પુજો૦ ॥ કેશર ચંદન ઘસી ઘણુંએ, બીજી વસ્તુ અમુલ ॥ પુજો૦ ॥ ૨ ॥ છઠે અંગે દાખીઓએ, આઠમે અંગે ભાખ ॥ પુજો૦ ॥ સારાવળી થઇને વરણુંવ્યોએ, એ આગમની સાખ પુજો૦ ॥ ૩ ॥ વિમળ કહે ભવિ લોકને એ, તેને વિમળાચરણ જાણ ॥ પુજો ॥ શુક રાજાથી વીસ્તરયો એ, શે૦ ગુણ ખાણ ॥ પુજો૦ ॥ ૪ ॥ પુંડરીક ગણધરથી થયો, એ પુંડરીક ગિરિ ગુણધામ ॥ પુજો ॥ સુરનર

કૃત એમ જાણીએએ, ઉત્તમ એક-
વીશ નામ ॥ પુન્જો૦ ॥ ૫ ॥ એગી-
રીવરના ગુણ ઘણા એ, નાણીએ
નવી કહેવરાય ॥ પુન્જો૦ ॥ જાણે
પણ કહી નહીં શકે એ, મુગદ ખુડને
ન્યાય ॥ પુન્જે ॥ ૬ ॥ ગીરીવર
ફરશત નવી કરયોએ તે રહ્યા
ગરભાવાસ ॥ પુન્જો૦ ॥ નમન દર્શન
પર્સન કર્યોએ, પૂરે મનની આશ
॥ પુન્જો૦ ॥ ૭ ॥ આજ મહોદય એ
લહયોએ પાર્મ્યો પ્રમોદ રસાળ
॥ પુન્જો૦ ॥ મણી ઉદયોત ગીરી
સેવતાંએ, ઘેરઘેર મંગળ માળ
॥ પુન્જે ગીરી રાજનેરે ॥ ૮ ॥

---

## સ્તવન ૩.

વિમળા ચળ વિમળા પ્રાણી, શીતળ તરૂ છાયા ઠરાણી ॥ રસ વેધક કંચન ખાણી, કહે ઈંદ્ર સુણો ઇંદ્રાણી. ॥ સનેહી સંત એ ગિરી સેવો ॥ ૧ ॥ હાંરે ચૌદ ક્ષેત્રમાં તીરથ નહી એવો ॥ સનેહી સંત૦ ખટરી પાળી ઉલ્લસીએ, છઠ અઠ્ઠમ કાયા કશીએ ॥ મોહમલ્લની સામા ધસીએ, હાંરે વિમળાચળ વેગે વશીએ ॥ સનેહી૦ ॥ ૨ ॥ અન્ય થાનક કર્મ જે કરીએ, તે હેમગિરી હેઠા હરીએ ॥ પાછળ પ્રદક્ષિણા ફરીએ, હાંરે ભવજળથી હેલા તારી-

એ ॥ સનેહી૦ ॥ ૩ ॥ શીવ મંદીર ચઢવા કાજે સો પાનની પાતી બીરાજે ॥ ચઢતાં સમ કીરતી છાજે, હાંરે દુર ભવ્ય અભવ્ય તે લાજે ॥ સનેહી૦ ॥ ૪ ॥ પાંડવ પમુહા કેઈ સંતા આદિશ્વર ધ્યાન ધરંતા, પરમાતમ ભાવ ભજંતા, હાંરે સિદ્ધાચળ, સીધ્યા અનંતા ॥ સનેહી૦ ॥ ૫ ॥ હાંરે ખટમાસી ધ્યાન ધરાવે, શુક રાજાનું રાજ નીપાવે ॥ બહીરંતર શત્રુ હરાવે, હાંરે શેત્રુંજ્ય નામ ધરાવે ॥ સનેહી૦ ॥ ૬ ॥ પ્રાણી ધ્યાને ભજો ગિરી સાચો, તીરથંકર નામ નીકાચો ॥ મોહરાયને લાગે તમાચો, હાંરે શુભવીર

વીમલગીરી જાચો ॥ સનેહી૦ ॥ ૭ ॥

## સ્તવન ૪.

સિદ્ધાચળ ગીરી ભેટયારે, ધન ભાગ્ય અમારા ॥ એ ગિરીવરનો મહીમા મોટો, કહેતાં ન આવે પાર ॥ રાયણ રીખવ સમોસરયા સ્વામી પુરવ નવાણું વારારે ॥ ધન૦ ॥ ૧ ॥ મુળ નાયક શ્રી આદીજીનેશ્વર, ચોમુખ પ્રતિમા ચાર ॥ અષ્ટ દ્રવ્યશું પુજો ભાવે, સમકિત મુળ આધારરે ॥ ધન૦ ॥ ૨ ॥ ભાવ ભગતીશું પ્રભુ ગુણ ગાતાં, અપના જન્મ સુધારા ॥ યાત્રા કરી ભવિજન શુભ

ભાવે નર્ક તીર્યંચ ગતી વારારે ધન૦ ॥ ૩ ॥ દૂર દેશાંતરથી હું આવ્યો શ્રવણે સુણી ગુણ તોરા ॥ પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારો, એ તીરથ જગ સારારે ॥ ધન૦ ॥ ૪ ॥ અઢારશે ત્યાસી માસ અશાઢ, વદ આઠમ ભોમવાર ॥ પ્રભુકે ચરણ પ્રતાપે સંઘમાં, ખિમારતન પ્રભુ પ્યારારે ॥ ધન ભાગ્ય અમારા ॥ ૫ ॥

## સ્તવન ૫.

મારૂં મન મોહ્યુંરે શ્રી સિદ્ધાચળેરે. દેખીને હરખીત હોય ॥ વિધિ શું કીજેરે જાત્રા એહનીરે, ભવ ભવનાં દુઃખ જાય ॥ મારૂં૦

॥ ૧ ॥ પાંચમે આરેરે પાવન કા-
રણેરે એ સમો તિરથ ન કોય ॥
મોટો મહીમારે જગમાં એહનોરે
આ ભરતે ઈહાં જોય. ॥ ૨ ॥ ઈણુ
ગિરિ આવ્યારે જીનવર ગણધારારે,
સિધ્યા સાધુ અનંત ॥ કઠણ કરમ
પણ એ ગિરીફરસતાંરે, હોવે કરમ-
ની શાંત ॥ મારૂં૦ ॥ ૩ ॥ જૈન
ધર્મ તે સાચો જાણીનેરે, માનવ
તિરથ એ સ્થંભ ॥ સૂરનર કિન્નર
નૃપ વિદ્યાધારારે, કરતા નાટારંગ ॥
મારૂં૦ ॥ ૪ ॥ ધન્ય ધન્ય દહાડોરે
ધન વેળા ઘડીરે, ધરીએ હૃદય મો-
ઝાર ॥ જ્ઞાન વિમળસુરી ગુણ એના
ઘણારે, કહેતાં નાવે પાર ॥ મા-
રૂં૦ ॥ ૫ ॥

# સ્તવન ૬.

શ્રીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો ॥ રીખવદેવ પુજા કરી, લીજે ભવતણો લાહો ॥ શ્રીરે૦ ॥ ૧ ॥ મણીમય મુરત શ્રી રીખભની, એનીપાયે અભી-રામ ॥ ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ ॥ શ્રીરે૦ ॥ ૨ ॥ નેમ વીના તેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી ॥ શેત્રુંજા સમો તીરથ નહીં બોલ્યા શ્રીમંધર વાણી ॥ શ્રીરે૦ ॥ ૩ ॥ પુર્વ નવાણું સમોસર્યો, સ્વામી શ્રી રી-ખભ જીણંદ ॥ રામ પાંડવ મુગતે

ગયા. પામ્યા પરમાનંદ ॥ ॥ શ્રીર૦ ॥ ૪ ॥ પુરવ પુન્ય પસાઉલે, પુંડરીક ગિરી પાયો કાંતીવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો ॥ શ્રીર૦ ॥ ૫ ॥

## સ્તવન ૭.

સમક્તિ દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દુરરે ॥ં મોહન મારૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પુરરે ॥ સમ૦ ॥ ૧ ॥ આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડા કોડી હીણુરે ॥ સ્થીતી પઢમ કરણે કરીજી, વીર્ય અપુરવ મોઘર લીઘરે ॥ શમ૦ ॥ ૨ ॥

ભુંગળ ભાગી આઘ કષાયનીજી,
મિથ્યાત મોહની સાંકળ સાથરે ।।
બાર ઉઘાડયાં શમ સંવેગનાંજી,
અનુભવ ભવને બેઠા નાથરે સમ૦
।। ૩ ।। તોરણ બાંધ્યું જીવદયા
તણુંજી, સાથીઓ પુર્યો શ્રદ્ધારૂપરે
।। ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી,
ધીગુણ મંગળ અનુપરે ।। સમ૦
।। ૪ ।। સંવર પાણી અંગ પખા-
લણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન-
રે ।। આતમ ગુણરૂપ મૃગમદ મહ
મહેજી, પંચાચાર કુસુમ પ્રધાનરે ।।
સમ૦ ।। ૫ ।। ભાવ પુજાએ પાવન
આતમાજી, પુજો પરમેશ્વર પુન્ય
પવિત્રરે ।। કારણ જોગે કારણ

નીપજેજી, ખીમાવિજય જીન આ-
ગમ રીતરે ॥ સમ૦ ॥ ૬ ॥

## સ્તવન ૮.

ઉમીયા મુજને ઘણી જીહો
ભેટું વિમળ ગિરિરાય ॥ હોઇતરા
મુજ પાંખડી, જીહો લળી લળી
લાગું પાય કે ॥ મોહનગારા હો
રાજ રૂડા, મારા સાંભળ સલુણા
સુડા ॥ ૧ ॥ શેત્રુંજો શિખર સોહા-
મણો,જીહો ધન્ય ધન્ય રાયણરૂખ ॥
ધન્ય પગલાં પ્રભુજી તણાં જીહો
દીઠડે ભાંગે ભુખ કે ॥ મોહન૦
॥ ૨॥ ઈણી ગિરિ આવી સમોસ
રયા, જીહો નાભીનંદ મલાર ॥ પા-

વન કીધી વસુંધરા, જીહો પુર્વ નવાણું વારકે ॥ મોહન૦ ॥ ૩ ॥ પુંડરીક મુનીમોક્ષે ગયા, જીહો સાથે મુની પંચકરોડ ॥ પુંડરીક ગીરીવર એ થયા, જીહો નમો નમો બે કર જોડકે ॥ મોહન ॥ ॥ ૪ ॥ એણે તિરથે સિધ્યા ઘણા, જીહો સાધુ અ-નંતિ ક્રોડ ॥ ત્રણ ભુવનમાં જોય-તાં, જીહો નહીં કોઈ એહની જોડકે ॥ મોહન૦ ॥ ૫ ॥ મનવંછીત સુખ મેળવે, જીહો જપતાં એ ગિરિરાજ ॥ દ્રવ્ય ભાવ વૈરી તણો, જીહો ભય જાયે સવિ ભાંજકે ॥ મોહન૦ ॥ ૬ ॥ વાચક રામવિજય કહો, જીહો નમો નમો તિરથ એહ ॥

શિવમંદીરની શ્રેણુ છે, જીહો એહ-
માં નહીં સંદેહ કે ॥ મોહન ॥ ૭ ॥

## સ્તવન ૯

આજ આનંદ થયો, શ્રી સિદ્ધાચળ નીરખી ॥ ધન્ય દીન આજનો, મારે આંગણે મોતીડે મેહ વુઠયા, મારે કુળદેવા આપે તુઠયા ॥ હું તો રયણુ ચીંતામણી કર પાયો, મારે કુંભ દામ આજ ઘેર આયોરે ॥ આજ૦ ॥ ૧ ॥ મારે આંગણે કલ્પ પદમ ફળીયો, મારે પુન્યયોગે ઉદય બળીયો સંઘવી તે મોદી પ્રેમચંદે સંઘ ચલાવ્યો ઉછરંગે ॥ આ૦ ॥ ૨ ॥ જેણે લખી કંકોતરી દેશા-

દેશે,તમે યાત્રાએ આવજો શુભ વેશે ॥ સૌ દેશે દેશનો સંઘ આવે એતો પુન્ય પરીબળ ઘણું સોહાવેરે ॥ આ૦ ॥ ૩ ॥ કેઈ વ્યવહારી ને લટકાળા કેઈ ઉત્તમ જીવ છહરી વાળા ॥ કેઇ શીયળવંતાને પાયે ચાલે કોઈ સચીત તણા વળી પરીહારારે આ૦ ॥ ૪ ॥ વિજય ધર્મ સુરીને તપગચ્છ રાયા, સિદ્ધક્ષેત્ર ફરસવાને સહુ આવ્યા ॥ ગિરી ફરશીને આનંદ પાયા, મેં તો પુજ્યા રાયણ જીણંદ-ના પાયારે ॥ આ૦ ॥ ૫ ॥ ઈણી ગીરીવરીએ અણસણ કીધાં, કેઈ ઉત્તમ જીવ સાધુ સિદ્ધા ॥ કેઇ ઉત્તમ એ ગીરીવર ગાયા, ફરશી

કીજે નીર્મળ કયારે ॥ આ૦ ॥ ૬ ॥
સંવત અઢાર સાડત્રીશ વરસે, ચૈત્ર
શુદ તેરસ દિન હરખે ॥ સંગબ્રગુ-
વારે ભલો જશ લીધો, સંઘ સ્વામી
વચ્છળ બહુ કીધોરે ॥ આ૦ ॥ ॥ ૭ ॥
એતો રાજનગરના સંઘ માંહી, રથ-
યાત્રાદીક કરે ઉછાહી ॥ માંહી
પટણી સંઘ સાથે આવે, ગિરી
પદ્મ વિજય પુન્યે પાવેરે ॥ આજ૦
॥ ૮ ॥ ઇતિ ॥

---

## સ્તવન ૧૦.

જાત્રા નવાણું કરીએ વિમલ-
ગીરી જાત્રા નવાણું કરીએ ॥ ૧ ॥

સહસ ક્રોડી ભવ પાતીક ત્રુટે, શેત્રુંજા સામો ડગ ભરીએ વિ ॥ જા ॥ ૨ ॥ પુરવ નવાણુંવાર શેત્રુંજા ગીરી ઋષભજીણંદ સમોસરીએ ॥ વિ ॥જા ॥ ૩ ॥ પુંડરીક પદ જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ ॥ વિ૦ ॥ જા૦ ॥ ૪ સાત છઠ હોય અઠમ તપસ્યા, કરી ચઢીએ ગીરીવરીએ ॥ વિ૦ ॥ જા૦ ॥ ૫ ॥ પડિક્કમણાં હોય વિધિશું કરીએ, પાપપડળ પરીહરીએ ॥વી૦॥ જા૦ ॥ ૬ ॥ ભુમી સં-થારો ને નારીતણો સંગ, દુરથકી પરહરીએ ॥ વી૦ ॥ જા૦ ॥ ૭ ॥ એકલ આહારી ને સચીત પરીહારી, ગુરૂ સાથે પદ

ચરીએ ॥ વી૦ ॥ જા૦ ॥ ૮ ॥ કલીકાલે એ તીરથ મહોટું પ્રવહણું જેમ ભર દરીએ ॥ વી૦ ॥ જા૦ ॥૯॥ ઉત્તમ એ ગીરિવર સેવંતાં પદમ કહે ભવ તરીએ, ॥ વિમળ ગીરી જાત્રા નવાણું કરીએ ॥ ૧૦ ॥

## સ્તવન ૧૧.

કરજોડી કહે કામની, લલના, લાલહો પ્રીતમજી અવધાર ॥ એ ગીરી વારૂરે ॥ ॥ લલના ॥ સફળ કરો લઈ આપણો, લ૦ લાલહો માનવનો અવતાર ॥ એગીરી૦ ॥ ૧ ॥ નવલશ ટીકો શું કરો, લ૦ લાલહો સજવાહા જોડાવ ॥ એ

ગીરી૦ ॥ સુનંદાનો મોહલો, લ૦ ॥ લાલહો ત્રિભુવન તીલક ભેટાવ ॥ એ ગીરી૦ ॥ ૨ ॥ અજીત સેનાદીક જીનવર, લ૦ લાલહો મુક્તિ ગયા ઇણ ઠામ ॥ યે ગીરી૦ ॥ જીન તણું ફરસી ભુમીકા લ૦ લાલહો સિદ્ધ અનંતનું ઠામ ॥ એ ગીરી૦ ॥ ૩ ॥ ઇંણ ચોવીશી સિદ્ધાચળે, લ૦ લાલહો નેમ વીના ત્રેવીસ ॥ એ ગીરી ॥ ભાવી ચોવીશી આવશે, લ૦ લાલહો પદ્મ નાભાદી જગીશ ॥ એ ગીરી૦ ॥ ૪ ॥ આદી જીણંદ સમોસરયા, લ૦ લાલહો પૂર્વ નવાણું વાર ॥ એ ગીરી ॥ ચોમાસુ અજિત જીનેશ્વરૂ; લ૦ લાલહો શાંતિ

ચોમાસુ સાર એ ગીરી૦ ॥ ૫ ॥ પંચ ક્રોડ પરિવારસું, લ૦ લાલહો રીષભ· સેના પુંડરીક ॥ એ ગીરી ॥ ચૈત્રી-પુનમ શીવ સંપદા, લ૦ લાલહો પામી થયા નીરભય ॥ એ ગીરી૦ ॥ ૬ ॥ કારતીકપુનમે કામીત વર્યા, લ૦ લાલહો દ્રાવીડ વારી ખીલ્ય દોય ॥ એ ગીરી૦ ॥ દશકરોડ મુની મહંતસું, લ૦ લાલહો પ્રણમી પાતીક ધોય ॥ એ ગીરી. ॥ ૭ ॥ નમીવનમી વીદ્યાધરા, લ૦ લાલહો બે કોડી મુની સંઘાત ॥ એ ગીરી. ॥ ફાગણ શુદ દશમી દીને, લ. લાલહો કીધો કર્મનો ઘાત॥ એ ગીરી. ૮ ॥ રીષભવાશી નૃપતિ

ધણા, લ. લાલહો ભરત અરજ કેઇ પાટ ॥ એ ગીરી ॥ સિદ્ધાચળ શ્રેણુ ચડયા, લ. લાલહો રોપ્યા ધરમના ઘાટ ॥ એ ગીરી. ॥ ૯ ॥ નારદ એકાણું લાખશું, લ. લાલહો રામ ભરત ત્રણ ક્રોડ ॥ એ ગીરી ॥ વીશ કરોડશું પાંડવા, લ. લાલહો દેવકી સુત ખટ જોડ ॥ એ ગીરી. ॥ ૧૦ ॥ હરીનંદન દોય વંદીએ, લ. લાલહો સાંબ પ્રદ્યુમ્ન કુમાર ॥ એ ગીરી. ॥ કરોડ સાડી આઠ સાથે થયા, લ. લાલહો શીવસુંદરી ભર-થાર ॥ એ ગીરી. ॥ ૧૧ ॥ થાવચ્ચા સુત સંજમી, લ. લાલહો સહેસશું અણુસણ લીધ ॥ એ ગીરી. ॥

નમી શીષ્ય નંદીખેણુજી, લ. લા-
લહો અજીત શાંતી ચોમાસું કીધ ાા
એ ગીરી. ાા ૧૨ ાા સુવૃતશેઠ મુણું-
દશું, લ. લાલહો શુ પરીવાજક
સીધ ાા એગીરી. ાા પંચસય કા-
લીંગ સુરી, લ. લાલહો મંડકમુસે
સુ પ્રસિદ્ધ ાા એ ગીરી. ાા ૧૩ ાા
સિદ્ધાચળ વિમલગીરી, લ. લાલહો
મુક્તિાણી લય શીવમાઠ એ ગીરી.
શેતરૈજા આદી જેહનાં, લ. લાલ-
હો ઉત્તમ એકવીશ નામ એ ગીરી.
ાા ૧૪ ાા ભવસાયર તરીએ જેણે,
લ. લાલહો તીરથ તેહ કહેવાય
એ ગીરી. ાા કારણુ સકળ સફળ
હોવે, લ. લાલહો આતમવી રજ

સોહાય એ ગીરી. ॥૧૫॥ તીરથ સ્થંભ એ જૈનનો, લ. લાલહો શીવમંદીર સોપાન એ ગીરી. ॥ ખીમાવીજય ગુરૂથી લહો, લ. લાલહો સેવક જીન ધરે ધ્યાન ॥ એ ગીરી. ॥ ૧૬ ॥ ઇતી ॥

## સ્તવન ૧૨.

તમે તો ભલે બીરાજોજી, શ્રી સિદ્ધાચળ કે વાસી ॥ સાહીબ ભલે બીરાજોજી ॥ આંકણી ॥ મારૂદેવીનો નંદન રૂડો, નાભી નરીંદ મલ્હાર ॥ જુગલા ધરમ નીવારણ આવ્યા, પુરવ નવાણું વાર ॥ તમે તો. ॥ ૧ ॥ મુળદેવને સનમુખ રાજે, પુંડરીક ગણધાર ॥ પંચકો-

ડસ્યું ચૈત્રી પુનમે, વરીઆ શીવ
વધુ સાર ॥ તમે તો. ॥ ૨ ॥
સહસકોટ દક્ષીણ બીરાજે, જીન-
વર સહસ ચોવીશ ॥ ચઉદસેં
બાવન ગણધરનાં પગલાં પુજો
જગીશ ॥ તમે તો ॥ ૩ ॥ પ્રભુ
પગલાં રાયણ હેઠે, પુજી પરમા-
નંદ ॥ અષ્ટાપદ ચઉવીશ જીને-
શ્વર, સમેત વીશ જીણંદ ॥ તમે
તો. ॥ ૪ ॥ મેરૂ પરવત ચૈત્ય ઘ-
ણેરા, ચઉમુખ બીંબ અનેક ॥
બાવન જીનાલયનાં દેવળ નીરખી,
હરખ લહુ અતીશેક તમે તો.
॥ ૫ ॥ સહેસફણા ને સામળા
પાસજી, સમોવસરણ મંડાણ ॥

છીપાવસી ને ખડતર વસી કંઇ
પ્રેમાવસી પરમાણુ તમે તો. ॥૬॥
સંવત અઢાર ઓગણી પચાશે,
ફાગણ અષ્ટમી દીન ॥ ઉજવળ
પક્ષે ઉજવળ હુઓ, ગીરી ફરસ્યા
મુજ મન ॥ તમે તો. ॥ ૭ ॥
ઇત્યાદિક જીન બીંબ નીહાળી,
સાંભળી સિદ્ધની શ્રેણુ ॥ ઉત્તમ
ગીરીવર કેણીપેરે વીસરે, પદ્મવી-
જય કહે જેણુ ॥ તમે તો ભલે
બીરાજોજી ॥ ૮ ॥

## શ્રી પુંડરીકજીનુ સ્તવન ૧૩.

એક દીન પુંડરીક ગણધરૂરે
લાલ, પુછે શ્રી આદી જીણંદ
સુખકારીરે ॥ કહીએ તે ભવજળ

ઉતરીરે લાલ, પામીશ પરમાનંદ ભવવારીરે ॥ એક૦ ॥ કહે જીન ઈણી ગીરી પામશેરે લાલ, જ્ઞાન અને નીરવાણુ જયકારીરે ॥ તીરથ મહીમા વાધશે લાલ, અધીક અધીક મંડાણુ નીરધારીરે ॥ એક૦ ॥૨॥ ઇમની સુણીને તીહાં આચાર્યારે લાલ ઘાતી કરમ કર્યા દુર તમવારીરે ॥ પંચકરોડ મુની પરીવરયારે લાલ, હુઆ સિદ્ધિ હુજુર ભવવારીરે ॥ એક૦ ॥ ૩ ॥ ચૈત્રી પુનમ દીન કીજીએરે લાલ, પુજા વિવિધ પ્રકાર દીલધારીરે ॥ ફળ પ્રદક્ષિણા કાઉસગારે લાલ, લોગસ્સ થુઈ નમુકાર નર નારીરે

॥ એક૦ ॥ ૪ ॥ દસ વીસ તીસ ચાલીસ ભલારે લાલ, પચાસ પુષ્પની માળ અતીસારીરે ॥ નર ભવ લાહો લીજીએરે લાલ જેમ હોય જ્ઞાન વિશાળ મનોહારીરે ॥ એક૦ ॥ ૫ ॥

---

## રાયણનું સ્તવન ૧૪.

નીલુડી રાયણ તરૂતળે, સુણ સુંદરી ॥ પીલુડ પ્રભુના પાયરે, ગુણમંજરી ॥ ઉજવળ ધ્યાને ધ્યાઈએ, ॥ સુણ એહીજ મુક્તિ ઉપાયરે ગુણ. ॥ શીતળ છાંયાયે બેશીએ ॥ ગુણ. ॥ રાતડો કરી મન રંગેરે ગુણ. ॥ પુજીએ સોવન

પુલડે ॥ ગુણ ॥ જેમ હોય પાવન અંગરે ॥ ગુણ ॥ ખીર ઝરે જેહ ઉપરે ॥ સુણ. ॥ નેહ ધરીને એહરે ગુણ. ॥ ત્રીજે ભવે તે શીવ લહે ॥ સુણ ॥ થાયે નીરમળ દેહરે ગુણ. ॥ પ્રીત ધરી પ્રદક્ષીણા ॥ સુણ. ॥ દીએ એહને જે સારરે ॥ ગુણ ॥ અભંગ પ્રીતી હોય જેહને ॥ સુણ. ॥ ભવભવ ભુમ આધાર ॥ ગુણ. ॥ કુસુમફળ પત્ર મંજરે ॥ સુણ. ॥ શીખા થડને મુળરે ॥ ॥ ગુણ. ॥ દેવા તણા વાસાય છે ॥ સુણ. ॥ તીરથને અનુકુળરે ॥ ગુણ ॥ જ્ઞાન વિમળ ગુણ ભાખીયે ॥ સુણ. ॥ શેત્રુંજા મહા-

ત્મ્ય માંહરે ॥ ગુણ મંજરી ॥ ઇતિ ॥

## શ્રી આદિજીન વિનંતી

સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસ તણી અરદાસ ॥ ॥ તુજ આગળ બાળક પરેજી, હું તો કરૂં વીષાસરે જીનજી ॥ મુજ પાપીને તાર ॥ તું તો કરૂણારસ ભરયોજી, તું સહુનો હીતકારરે જીનજી ॥ મુજ ॥ ૧ ॥ હું અવગુણનો ઓરડોજી ગુણ તો નહીં લવલેશ ॥ પરગુણ પેખી નવી શકુંજી, કેમ સંસાર તરેશરે જીનજી મુજ ॥ ૨ ॥ જીવ તણા વધ મેં કર્યા જી બોલ્યા મૃષા-વાદ ॥ કપટ કરી પરધન હર્યાજી

સેવ્યા વીષય સંવાહરે જીનજી ॥
મુજ ॥ ૩ ॥ હું લંપટ હું લાલ-
ચીજી કર્મ કીધાં કેઈ ક્રોડ ॥ત્રણ
ભુવનમાં કો નહીંજી જે આવે
મુજ જોડરે જીનજી મુજ ॥ ૪ ॥
છીદ્ર પરાયાં અહનીશજી જોતો
રહું જગનાથ ॥ કુગતી તણી
કરણી કરીજી, જોડયો તેહશું સાથરે
જીનજી મુજ ॥ ૫ ॥ કુમતીકુટીલ
કદાગ્રહીજી, વાંકી ગતી મતી મુજ
॥ વાંકી ગતી મ્હારીજી, શી સંભ-
ળાવું તુજરે જીનજી મુજ ॥ ૬ ॥
પુન્ય વીના મુજ પ્રાણીઓજી,
જાણે મેલુંરે આથ ॥ ઉંચાં તરૂ-
વર મોરીયાંજી ત્યાંહીં પસારે

હાથરે જી. મુજ. ॥ ૭ ॥ વીણુ ખાધા વીણુ ભોગવ્યાજી, ફોગટ કરમ બંધાય ॥ આર્ત ધ્યાન મીટે નહિં જી કીજે કવણુ ઉપાયરે ॥ જી. મુજ ॥ ૮ ॥ કાજળથી પણુ શામળાજી મારા મન પરણુામ ॥ સોણુામાંહી તાહરૈજી, સંભાળું નહી નામરેજી. મુજ ॥ ૯ ॥ મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂં અનેક પ્રપંચ ॥ કુડ કપટ હું કેળવીજી, પાપતણો કરું સંચરે જી. મુજ. ॥ ૧૦ ॥ મન ચંચળ ન રહે કીમેજી રાચે રમણીરે રૂપ ॥ કામ વીટંબણુ શી કહુંજી પડીશ હું દુરગતી કુપરે જી. મુજ. ॥ ૧૧ ॥

કીશ્યા કહું ગુણુ મહારાજી, કીશ્યા કહું અપવાદ ॥ જેમ જેમ સંભારૂં હૈયેજી તેમ તેમ વાધે વીખવાદરે જી. મુજ. ॥ ૧૨ ॥ ગુરૂઆ તે નવી લેખવેજી, નિગુણુ સેવકની વાત, નિચ તણે પણુ મંદીરેજી ચંદ્ર ન ટાળે જ્યોતરે જી. મુજ ॥ ૧૩ ॥ નિગુણો તો પણુ તાહ-રોજી નામ ધરાવ્યું દાસ ॥ કૃપા કરી સંભારજોજી, પુરજો મુજ મન આશરે જી. મુજ. ॥ ૧૪ ॥ પાપી જાણી મુજ ભણીજી મત મુકો વીસાર ॥ વીખ હળાહળ આદર-યોજી ઇશ્વર ન તજે તાહરો જી. મુજ. ॥ ૧૫ ॥ ઉત્તમ ગુણુકારી

હુએજી સ્વર્થ વીના સુજાણુ કર
સણુ સીંચે સરભરેજી મોહન માગે
દાણુરે જી. મુજ. ॥ ૧૬ ॥ તું ઉપ
કારી ગુણ નિલોજી તું સેવક પ્રતિ-
પાળ ॥ તું સમરથ ગુણ પૂરવાજી
કર માહરી સંભાળરે જી. મુજ.
॥ ૧૭ ॥ તુજને શું કહીએ ઘણું
જી તું સૌ વાતે જાણુ ॥ મુજને
થાજો સહીબાજી ભવ ભવ તાહરી
આશરે જીનજી ॥મુજ.॥ ॥૧૮॥
નાભીસયા કુળ ચંદલોજી મારૂ-
દેવીના નંદ કહે જીન હરખ
નિવાજ જ્યોજી દેજો પરમાનંદરે
જીનજી ॥ મુજ પાપીને તાર
॥ ૧૯ ॥ ઇતિ ॥

# શ્રીપુંડરગીરી મહીમાનું સ્તવન.

વીરજી આવ્યારે વિમળાચળકે મેદાન,સુરપતી પાયારે સમોવસરણ કે મંડાણ દેશના દેવે વીરજી શ્યામ શેત્રંજા મહીમા વરણવે તામ ભાખ્યું આઠ ઉપર સો નામ તેહમાં ભાખ્યુંરે પુંઠરગીરી અવીધામ, સોહમ ઇંદ્રારે, તવ પુછે બહુ માન, કિમ થયું સ્વામીરે, ભાખો તાસ નિદાન ॥ વીર૦ ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાંભળ ઇંદ્ર; પ્રથમ તે હુઆ રીષભ જીણંદ, તેહના પુત્ર ત ભરત નરિંદ્ર, ભરતના હુઆરે રિષભસેન પુંઠરીક, રિષભજી પાસેરે, દેશના

સુણીત હકીન; દીક્ષા લીધીરે ત્રિપદી જ્ઞાન અધીક ॥ વીર૦ ॥ ૨ ॥ ગણધર પદવી પામ્યા તામ, દ્વાદસાંગી ગુંથી અભીરામ, વિચરે મહીયલમાં અવિધામ, અનુક્રમે આવ્યારે શ્રી સિદ્ધાચળ ઠામ, મુનીવર કોડીરે, પંચશત પરીણામ, અણસણ કીધાંરે, નીજ આતમને ઉદ્દાન ॥ વી૦ ॥૩॥ ચૈત્રિ પુનમ દિવસ એહ, પામ્યા કેવળ-જ્ઞાન અછેહ, શિવસુખ વરીઓ અમર આ દેહ. પુરણાનંદીરે, અ-ગુરૂ લઘુ અવગાહ, અજ અવીનાશીરે, નીજપદ ભોગી અબાહ, નીજ-ગુણ કરતારે પુદગળે નહી ચાહ ॥

વીર૦ ॥ ૪॥ તેણે પ્રકટયું પુડર-
ગિરીનામ સાંભળ સોહમદેવલોક
સ્વામ, એહનો મહીમા અધીક
ઉદ્દામ, તેણે દીન કીજેરે તપ જપ
પુજા ને દાન, વૃત વળી પોસહરે,
જે કરે અતી દાન, ફળ તસ પામેરે,
પંચ કરોડ ગુણ માન ॥ વીર૦ ॥
॥ ૫ ॥ ભગતે ભવ્ય જીવ જે
હોય ભવ પંચમે મુકિત લહે
સોય, એહમાં બાધક છે નહીં
કોઇ. વ્યવહાર કેરીરે, મધ્ય
ફળની એ વાત, ઉત્કૃષ્ટ યોગેરે,
અંતરમહુત વિખ્યાત, શીવસુખ
સાધેરે, નીજ આતમને અવદાત
॥ વીર૦ ॥ ૬ ॥ ચૈત્રી પુનમ

દિવસે એક પુજા પંચ પ્રકારી વીશેષ, કીજે નહીં ઉણમાં કોઇ રેહ, એણીપેરે ભાખીરે, જીનવર ઉત્તમ વાણ સાંભળી બુઝયા રે, કેઈક ભવિક સુજાણ એણીપેરે ગાયોરે, પદ્મવિજય શું પરિણામ ॥ વીરપ્રભુ આવ્યારે વિમળાચળ કે મેદાન ॥ ૭ ॥

## શ્રી ઋષભદેવનું સ્તવન.

માતા મારૂદેવીના નંદ, દેખી તાહરી મુરતી મારૂં મન લોભાણુંજી ॥ મારૂં દીલ લોભાણુંજી ॥ દેખી. ॥ કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચનવાન, ધોરી લંછન પાઉલે, કાંઇ ધનુષ પાંચશે

માન ॥ માતા ॥ ૧ ॥ ત્રીગડે બેસી ધર્મ કહંતા, સુણે પરખદા બાર ॥ જોજન ગામીની વાણી મીઠી, વરસંતી જળધાર ॥ માતા ॥ ૨ ॥ ઉરવશી રૂડી અપછરા ને. રામા છે મનરંગ ॥ પાયે નેપુર રણઝણે, કાંઇ કરતી નાટા-રંભ ॥ માતા. ॥ ૩ ॥ તુંહી બ્રહ્મા તુંહી વિધાતા તું જગતારણહાર ॥ તુજ સરીખો નહી દેવ જગતમાં અરવડીઆ આધાર ॥ માતા. ॥ ૪ ॥ તુંહી ભ્રાતા, તુંહી ત્રાતા તું જગતનો દેવ ॥ સુરનર કિન્નર વાસુદેવા કરતા તુજ પદ સેવ ॥ માતા. ॥ ૫ ॥ શ્રી સિદ્ધાચળ

તીરથ કેરો, રાજા રિષભ જીણંદ ॥ કીતી કરે માણેકમુની તાહરી, ટાળો ભવભવ ફંદ ॥ માતા. ॥૬॥

## શ્રી આદિજિન સ્તવન.

પ્રથમ જીનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રેકાય ॥ કલ્પવૃક્ષપરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગપરે લપટાય ॥ ૧ ॥ રોગ ઉરગ તુજ નવી નડે, અમૃત જે આસ્વાદ ॥ તેહથી પ્રતીહત તેહમાનું કોઇ નવી કરે, જગમાં તુંમશુંરે વાદ ॥ ૨ ॥ વગર ધોઈ તુજ નીરમળી, કાયા કંચનવાન ॥ નહી પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન, ॥ ૩ ॥ રાગ ગયો

તુજ મન થકી, તેહમાં ચીત્ત ન કોઇ ॥ રૂધિર આમીસથી રોગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોતર વાદ ॥ દેખે ન આહાર નીહાર ચરમચક્ષુ ધણી, એવા તુજ અવદાત ॥ ૫ ॥ ચાર અતીશય મુળથી, ઓગણીશ દેવના કીધ ॥ કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ ઈમ અતીશયા સમવાયંગે પ્રસિદ્ધ ॥ ૬ ॥ જીન ઉત્તમ ગુણ ગાવતાં ગુણ આવે નીજ અંગ ॥ પદ્મવીજય કહે એમ સમય પ્રભુ પાળજો જેમ થાઉં અક્ષય અભંગ ॥ પ્રથમ૦ ॥ ૭ ॥

કરે, જગમાં, તમશું વાદ ॥ ૨ ॥ વગર ધોઇ તુજ નીરમળી, કાયા કંચનવાન ॥ નહી પરસ્વેદ લગાર તાર તું તેહને, જે ધરે તાહરૂં, ધ્યાન, ॥ ૩ ॥ રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચીત્ત ન કોઇ ॥ રૂધિર અમીરાથી રોગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય ॥ ૪ ॥ શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોતર વાદ ॥ દેખે ન આહાર નીહાર ચરમચક્ષુ ધણી, એવા તુજ અવદાત ॥ ૫ ॥ ચાર અતીશય મુળથી, ઓગણીશ દેવના કીધ ॥ કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ ઇમ અતીશયા સમવાયગે

પ્રસીદ્ધ ॥ ૬ ॥ જીન ઉત્તમ ગુણ ગાવતાં ગુણ આવે નીજ અંગ ॥ પદ્મવીજય કહે એમ સમય પ્રભુ પાળજો જેમ થાઉં અક્ષય અભંગ ॥ પ્રથમ૦ ॥ ૭ ॥

## શ્રી રિષભજિન સ્તવન.

રીખભ જીણંદા પ્રથમ જીણંદા, તુજ દરીશન હોય પરમાણંદ ॥ અહીં નીચે ઉર તુમ દીદારા, મહેર કરીને કરજો પ્યારા ॥ રીખભ. ॥ ૧ ॥ આપણને પુંઠે જે વળગા, કીમ સરે તેહને કરતાં અળગા ॥ અળગા કીધા પણ રે દે વળગી, મોર પીંછપરે નહુ ઉભગા ॥ રીખભ. ॥ ૨ ॥

તુમ પણ અળગે થયે કેમ સરસે, ભક્તિ ભલી આકર્ષી લેશે ॥ ગગને ઉડે દુરે પડાઈ, દોરી બળે હાથ રહી આઇ ॥ રીખભ. ॥ ૩ ॥ મુજ મનડું છે ચપળ સ્વભાવે, તો એ અંતરમુહુરત પ્રસ્તાવે ॥ તું તો સમય સમય બદલાએ, એમ કેમ પ્રિતી નીવાહો થાયે ॥ રીખભ. ॥ ૪ ॥ તે માટે તું સાહીબ મહારે, હું છું સેવક ભવોભવ તહારે, ॥ એહ સંબંધમાં મ હોજ્યો ખામી, વાચક માન કહે શીર નામી ॥ રીખભ૦ ॥ ૫ ॥

---

## શ્રીઋષભદેવ સ્વામીનું સ્તવન.

ઋષભ જિનેશ્વર પ્રીતમ
માહરોરે, ઓર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરીહરેરે,
ભાંગે સાદી અનંત ॥ ઋષભ૦ ॥
૧ ॥ પ્રીત સગાઇરે જગમાં સહુ
કરેરે પ્રીત સગાઈ ન કોઇ;
પ્રીત સગાઇરે નીરૂપાધીક કહીરે,
સોપાધીક ધન ખોય ॥ ઋષભ.
॥ ૨ ॥ કોઈ કંત કારણ કાષ્ટ
ભક્ષણ કરેરે, મીલશું કંતને ધાય;
એ મેળો ઠામ ન ઠાય ॥ ઋષભ.
॥ ૩ ॥ કોઇ પતિરંજન અતી
ઘણું તપ કરેરે, પતિ રંજન
તન તાપ; એ પતિરંજન મેં

નવી ચીત્ત ધર્યુંરે રંજન ધાતુ મીલાપ ॥ ઋષભ. ॥ ૪ ॥ કોઈ કહે લીલારે અલખ લલખ તણીરે, લખ પુરે મન આશ; દોષ રહીતને લીલા નવી ઘટેરે, લીલા દોષ વીલાસ ॥ ઋષભ. ॥ ૫ ચીત્ત પ્રસન્નેરે પુજન ફલ કહ્યું રે, પુજા અખંડીત એહ; કપટ રહીત થઈ આતમ અરપણારે, આનંદઘન પદ રેહ ॥ ઋષભ ॥ ૬ ॥

## શ્રી શાંતીજીનનું સ્તવન.

શાંતીજીનેશ્વર સાચો સાહેબ, શાંતી કરણ અનુકુલમેં હો જીનજી ॥ તું મેરા મનમેં તું મેરા દિલમેં; ધ્યાન ધરૂં પલ પલમાં

સાહેબજી ॥ તું મેરા. ॥ ૧ ॥
ભવમાં ભમતાં મેં દરીશન પાયો,
આશા પુરો એક પલમેં હો
જીનજી ॥ મેરા. ॥ ૨ ॥ નીરમલ
જ્યોત વદન પર સોહે નીકસ્યોજી
ચંદ વાદળમેં હો જીનજી ॥ તું
મેરા. ॥ ૩ ॥ મેરો મન તુમ
સાથે લીનો, મીન વસે જ્યું જળમેં
સાહેબજી ॥ તું મેરા ॥ ૪ ॥ જીન
રંગ કહે પ્રભુ શાંતીજીનેશ્વર,
દીઠોજી દેવ સકળમેં હો જીનજી
॥ તું મેરા ॥ ૫ ॥ ઇતિ ॥

## આદીનાથનું સ્તવન.

શ્રી આદીશ્વર અંતરજામી,
જીવન જગત આધાર,

શાંત સુધારસ જ્ઞાને ભરીયો,
સીધાચળ શણુગાર.
રાયણુ રુડીરે, જીહાં પ્રભુ પાય ધરે;
વીમળગીરીવંદોરે, દેખતદુઃખહરે,
પુણ્યવંતા પ્રાણીરે, પ્રભુજીની સેવા
કરે. ૧
ગુણુ અનંતા ગીરીવર કેરા,
સિદ્ધા સાધુ અનંત,
વળીરે સીદ્ધસે વાર અનંતી,
એમ ભાખે ભગવાન.
ભવો ભવ કેરારે
પાતીક દુર કરે. વીમળ. ૨
પાવડીયા રસ કુંપા કેરા,
મણી માણેકનીરે ખાણુ,
રત્નખાણુ બહુ રાજે હો તીરથ,

એવી શ્રી જીનવાણુ.
સુખના સ્નેહીરે,
બંધન દુર કરે. વીમળ. ૩
પાંચ કરોડ શું પુંડરીક સીધ્યા,
ત્રણુ કરોડ શું રામ,
વીશ કરોડ શું પાંડવ મુકતે,
સીદ્ધક્ષેત્ર સીદ્ધ ઠામ,
મુનીવર મોટારે,
અનંતા મુકતી વરે વીમળ, ૪
એસો તીરથ ઓર ન જગમાં,
ભાખે શ્રી જીનરાય,
દુરગતી કાપે ને પાર ઉતારે.
વાલો આપે કેવળ નાણુ,
ભવીજન ભાવેરે,
જે એહનું ધ્યાન ધરે. વીમળ. ૫

દ્રવ્ય ભાવ શું પુજ્યા કરતાં,
પુજે શ્રી જીનરાય,
ચીદાનંદ સુખ આતમ ભેદે,
જયોતીસે જયોતી મીલાઇ,
કીરતી એહનીરે,
માણેક મુની કરે. વીમળ. ૬

## શ્રી શાંતીનાથનું સ્તવન.

શ્રી શાંતી જીનેશ્વર સાહીબો,
તુજ નાઠેરે કેમ છુટાશે,
મેં લીધી કેડજ તાહરી,
તેહ પ્રસન્ન થયેરે મુકાશે. શ્રી શાંતી
તું વીતરાગપણું દાખવી,
ભોળા જનનેરે ભોળાવ,
જાણીને કીધી પ્રતીજ્ઞા,
તેહથી કહો કોણ ડોલાય. શ્રી શાંતી

કોઇ કોઇને કેડે મત પડો,
કેડે પડયા આણુ વાજ,
નીરાગી પણ પ્રભુ ખેંચીઓ,
ભકતે કરી મેં સાત રાજ. શ્રી શાંતી.
પ્રભુ મન માંહી આણી વસીઓ,
હવે કેમ નીસરવા દેવાય,
જો ભેદ રહીત મુજ શું મીલો,
તો પલક માંહીરે છુટાય.
તો પલક માંહીરે છુટાય. શ્રી શાંતી.
સ્વામી કબજે આવ્યા કેમ છુટશો,
દીધા વીણુ કહેણુ કૃપાળ,
તો શું હઠવાદ લેઇ રહયા,
કહે માન કરોરે હુશીઆર. શ્રી શાંતી

# શ્રી આદિનાથજીનું સ્તવન.

બાળપણે આપણ સસનેહી,
રમતા નવ નવે વેશે,
આજ તમે પામ્યા પ્રભુતાઇ,
અમે તો સંસારીને વેષેરે,
પ્રભુજી ઓળંભડે મત ખીજો. ૧
જો તુમ ધ્યાતા શીવ સુખ લહીએ,
તો તુમને કેઇ ધ્યાવે,
પણ ભવ સ્થિતિ પરીપાક થયા વીણ,
કોઇ ન મુકતી જાયે હો પ્રભુજી
ઓલંભડે મત ખીજો. ૨
સિદ્ધ નીવાસ લહે ભવી સિદ્ધિ;
તેહ માન્યો પાઠ તુંમારો,
તો ઉપગાર તુંમારો વહીએ,
અભવ્ય સીદ્ધને તારો હો પ્રભુજી. ૩

નાણુ રયણુ પામી એકાન્તે,
થઇ બેઠા મેવાશી,
તેહ માંહિલો એક અંશ જો આપો,
તે વાતે સાબાશી. હો પ્રભુજી. ૪
અક્ષયપદ દેતા ભવી જનને,
સંકીરણ નવી થાએ,
શીવ પદ દેવા જો સમરથ છો,
તો જશ લેતાં શું જાયે હો પ્રભુજી ૫
સેવા ગુણ રંજ્યો ભવી જનને,
જો તમે કરો વડ ભાગી,
તો તમે સ્વામી કેમ કહેવાશો,
નીરમમ ને નીરાગી હો પ્રભુજી. ૬
નાભી નંદન જન વંદન પ્યારો,
જગ ગુરૂ જગ હીતકારી,
રૂપ વિબુદ્ધનો મોહન પભણે,

વૃષભ લંછન બલીહારી,
હો પ્રભુજી ઓળંભડે મત ખીજો. ૭

## શ્રી આદિનાથનું સ્તવન.

ભક્ત વચ્છળ પ્રભુ સાંભળે.રે,
ઓળંભે અરદાસ હો મહારાજ;
છાંઠતાં કેમ છુટશોરે,
અરે કાંઇ કરશો ખરા દીલાસ
હો જીનરાજ. ભક્ત વચ્છળ પ્રભુ
સાંભળોરે. ૧
તુમ સરીખા સાહેબ તણીરે,
જો સેવા નીષ્ફળ જાય હો મહારાજ;
લાજ કહો પ્રભુ કેહનેરે,
હવે સેવકનું શું જાય હો જીનરાજ,
ભક્ત વચ્છળ પ્રભુ સાંભળોરે. ૨
ગુણ દેખાડી હેળવ્યારે,

તે કેમ કેઅ છાડુરે મહારાજ,
જીહાં જળધર લીહાં બપૈયોરે;
પીયુ પીયુ કરી મુખ માંઠ હો
જીનરાજ, ભક્ત વચ્છળ પ્રભુ
સાંભળોરે. ૩
લાખ ચોરાશી હું ભમ્યોરે,
કાળ અનાદી અનંત હો મહારાજ;
મુરતી દીઠી પ્રભુ તાહરીરે,
ભાંગી છે ભવતણી ભ્રાંત હો જીનરાજ;
ભક્ત વચ્છળ પ્રભુ સાંભળોરે. ૪
અવગુણ ગણતાં માહરારે,
નહીં આવે પ્રભુ પાર હો મહારાજ;
પણ જીન પ્રવહણની પેરેરે,
તમે છો તારણહાર હો જીનરાજ;
ભક્ત વચ્છળ પ્રભુ સાંભળોરે, ૫

જોરે પોતાનો લેખવોરે,
તો હવે લેખું ન વિચારરે મહારાજ,
સો વાતે એક વડીરે,
કાંઇ ભવોભવ પ્રીતી નીવારો હો
જીનરાજ;
ભકત વચ્છળ પ્રભુ સાંભળોરે. ૬
તુમ સરીખો કોઇ દાખવોરે,
કીજે તેહની સેવ હો મહારાજ;
આનંદ વદન પ્રભુ રૂશભજીરે,
મારૂદેવીનંદન દેવ હો જીનરાજ;
ભકત વચ્છળ પ્રભુ સાંભળોરે. ૭

## શ્રી આદિનાથને વિનંતી.

શા માટે સાહીબ સામું ન જુએ,
હું થયોછું તુમ ગુણ રાગીરે,
બોલ બીજા સાથે નવી બોલું,

ન ગમે વાત અનેરી, પ્રભુજી મારા. ૧
જોરે પોતાનો કરીને જાણો,
તો મુજ સમકિત વાસો પ્રભુજીરે;
ભલો ભુંડો પણ ભકત તમારો,
દેઇ દીલાસો વાસો પ્રભુજી મારા. ૨
છેલ છબીલો દેવ છોગાળો,
અલવેસર અવીનાશી પ્રભુજીરે;
હૃદયનો વાસી પ્રભુ મુજને મળીયો,
નમું હું નિત્ય શિરનામી પ્રભુજી
મારા. ૩
હજુર હઇયામાં હોંશ ઘણી છે,
રાખીછે તુમ ગુણ પ્રભુજીરે;
ભીડભંજન પ્રભુ ભકતના જોરે,
જાલમ વાસના જાગી પ્રભુજી
મારા. ૪

આપ સ્વરૂપ દેખાડો આછો.
પડદો ખોલોને પાછો પ્રભુજીરે,
પ્રેણુ ઉદય પદ પંગથીએ ચડતાં,
ન રહે લાભનો લાંછો પ્રભુજી
મારા. ૫

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

પ્યારો પ્યારોરે હો વાલા
મારા પાસ જીણંદ મુને પ્યારો ॥
તારો તારોરે વાલા મારા ભવનાં
દુખડાં વારો ॥ કાશીદેશ વણારશી
નગરી, અશ્વસેન કુળ સોહીએરે
॥ પાસ જીણંદ વામાનંદા મારા
વાલા, દેખીત જન મન મોહીએ
॥ પ્યારો. ॥ ૧ ॥ છપ્પનદિગ
કુમારી મિલી આવે, પ્રભુજીને

હુલરાવેરે ॥ થેઈ થેઇ નાચ કરે મારા વાલા, હરખે જીન ગુણ ગાવે ॥ પ્યારો. ॥ ૨ ॥ કમઠ હઠ ગાલ્યો પ્રભુ પ્રાર્શ્વ બળત ઉગાર્યો ફણી નાગરે ॥ દીઓ સાર નવકાર નાગકું, ધરણીંદ્ર પદ પાયો ॥ પ્યારો ॥ ૩ ॥ દિક્ષા લઇ પ્રભુ કેવળ પાયો સમવસરણમેં સુહાયોરે ॥ મધુરી દેશના પ્રભુ ચૌમુખ દીએ ધર્મ સુણાયો ॥ પ્યારો ॥ ૪ ॥ કર્મ ખપાવી શીવપુર જાવે, અજરામર પદ પાવેરે ॥ જ્ઞાન અમૃતરસ ફરસે મારા વાલા, જ્યોતીસે જ્યોત મીલાવે ॥ પ્યારો. ॥ ૫ ॥ ઇતિ ॥

# શ્રી ચિંતામણજીનું સ્તવન.

ચિંતામણ પ્રભુ પાસરે, મે વારી જીનરાજ ।। હાથમેં સુખડ કેસર વળી કસ્તુરી બરાસ ।। પ્રાર્શ્વ પ્રભુને પુજતાં મારો જીવ થાય ઉલ્લાસરે ।। ચીંતામણ. ।। ૧ ।। કરૂં પુજા શુભ રીતથીરે, પુજું શ્રી જીન પાસ ।। પુજા માહરી માનજો, હું છું તમારો દાસ ।। ચીંતામણ ।। ૨ ।। પૂજા કરીને હું પ્રભુરે, ગુણ ગાઉં નીરધાર ।। દાસ નર કહે પ્રભુજી, ભવથી પાર ઉતારરે ।। ચીંતામણ. ।। ૩ ।। ઈતિ ।।

---

# શ્રી વીરજિન સ્તવન.

સિદ્ધારથનારે નંદન વીનવું.
વીનતડી અવધાર:
ભવ મંડપમાં રે નાટક નાચીયો,
હવે મુજ પાર ઉતાર. સિ. ૧
ત્રણુ રતન મુજ આપો તાતજી,
જેમ નાવેરે સંતાપ;
દાન દીયંતારે પ્રભુ કસુર કીસે,
આપો પદવીરે આપ. સિં ૨
ચરણ અંગુઠેરે મેરૂ કંપાવીયો,
સુરનું મોરચુંરે માન;
અષ્ટ કરમના ઝગડા જીતવા,
દીધું વરસીરે દાન. સિ. ૩
શાસન નાયક સવી સુખદાયક,
ત્રીશલા કુખે રતન;

સિદ્ધારથનોરે વંશ દીપાવીયો,
પ્રભુજી તમે ધન્ય ધન્ય. સિ. ૪
વાચકશેખર કીર્તિવિજયગુરૂ
પામી તાસ પસાય;
ધરમતણા એ જીન ચોવીસમા,
વિનય વિજય ગુણ ગાય. સિ. ૫

## શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન.

મ્હારી કલ્પ વેલડી મૂરતી શ્રી અંતરીક્ષ પાસની ।। એક સમય લંકાપતી રાવણ હુકમ આપ ફરમાવે માલી સુમાલી વિદ્યાધર એ કાર્ય કારણ તસ જાવે ।। મ્હારી ।। ૧ ।। જાય વીમન ઝડપથી તેહનું જેમ ગગને ગુબારા ।।

મધ્યાન્હે ભોજન વેલાએ વિમાન
હેઠે ઉતારારે ॥ મ્હા. ॥ ૨ ॥
તવ સેવક મન સંશય ઉપન્યો
પ્રતીમાં ઘેર વીસારી ॥ પ્રભુ પુ-
જન વીના ભોજન ન કરે મુજ
સ્વામી ભાગ્યશાળીરે ॥ મ્હા. ॥
૩ ॥ વેલુમય મુરતી નીપજાવો
કરી પુજન તૈયારી ॥ સ્વામીએ
પુજન પરી ભોજન લીયા શરી-
ર સુખકારીરે ॥ મ્હા. ॥ ૪ ॥
જાતાં મુરતીને પધરાવી સરોવર-
માં ઉછરંગે ॥ અધીષ્ટાયકહેવે અ
ખંડીત રાખી તીહાં ઉમંગેરે ॥
મ્હા. ॥ ૫ ॥
એક દીન બીંગલપુરનો રાજા

શ્રીપાલ કુષ્ટી આવે ॥ હાથ મુખ પ્રમુખ અંગોને પખાલી નીજ ઘર જાવેરે ॥ મ્હા. ॥ ૬ ॥ મુખડું નીરોગી દેખી રાણી ફરી ત્યાં જઈ નવરાવે ॥ કંચન સમ કાયા રાજાની જોઇ અચરીજ પાવેરે ॥ મ્હા. ॥ ૭ ॥ બલી બાકુલ નાખી પટરાણી બોલી મધુરી વાણી ॥ દેવી દેવ જે કોઇ હોય તે ઘો દરશન હીત આણીરે ॥ મ્હા. ॥ ૮ ॥ એમ કરી ઘર જઇને સુતી સ્વપ્ને દેવી દીઠી ॥ પાર્શ્વ પ્રભુની પ્રતીમાં ઇહાં છે એમ વાણી સુણી મીઠીરે ॥ મ્હા. ॥ ૯ ॥ રોગી રાજા નીરોગ થયો તે જીનજી

તણો પસાય ॥ તે કારણ પ્રતીમા
કાઢીને ગાડે દીયો પધરાયરે ॥
મ્હા. ॥ ॥ ૧૦ ॥ કાચે તાંતણે
ગાડલું બાંધો રાજાયે થવું ધુરમાં
॥ પણ પાછું વાળી જોયા વીના
જવું જરૂર નીજ પુરમાંરે ॥
મ્હા. ॥ ૧૧ ॥ જો પાછું વાલીને
જોશે તો પ્રતીમા તીહાં રહેશે ॥
ભુલ્યો બાજીગર સોચે તેમ ચીન્તા
દુઃખ સહેશેરે ॥ મ્હા. ॥ ૧૨ ॥
એહવું સ્વપ્ન દેખીને રાણી ની-
દ્રામાંથી જાગી ॥ પ્રેમ ધરીને દે-
વગુરૂનું સ્મરણ કરવા લાગીરે ॥
મ્હા. ॥ ૧૩ ॥ તેમજ કરી પૃ-
થ્વીપતિ ચાલ્યો બોજથી હાથ ન

હાલ્યો ।। શંકા ઉપની પ્રતીમા
કેરી મુખ વાળી તીહાં બાલ્યોરે
।। મ્હા. ।। ૧૪ ।। પ્રતીમા અધર
રહી ત્યાં આગળ ગાડું નીકલી
ચાલ્યું ।। વીના વીચાર કીધું તે
રાજાના દીલમાં સાલ્યું રે ।। મ્હા
।। ૧૫ ।। પણ પ્રતીમા ઉપર
પ્રીતીથી શ્રીપુરનગર વસાવી ।।
રહેવા લાગ્યો ત્યાં પર રાજા નગ-
રલોકને હસાવીરે ।। મ્હા. ।। ૧૬
।। ચૈત્યપ્રતીષ્ઠા મહોચ્છવ કીધો
જગમાં યશ બહુ લીધો ।। પ્ર-
તીદીન ત્રિકાળ પુજા કરીને નીજ
ભવ સફલો કીધોરે ।। મ્હા. ।।
૧૭ ।। તે કાલે પાણીઆરી એકડુ

લઈ નીચે જઇ શકતી ॥ હવણું તો અંગલોહણું નીકળે દીપ શીખા જુવો જગતીરે ॥ મ્હા. ॥ ૧૮ ॥ દુઃખમ કાલમેં એમ પ્રભુની મુરતી અધર બીરાજે ॥ તે કારણ અંતરીક્ષ પાસજી નામ જગતમાં ગાજેરે ॥ મ્હા. ॥ ૧૯ ॥ તે પ્રભુની યાત્રા કરવાને અમલનેરથી આવે ॥ રૂપચંદ મોહનચંદ પોતે સંઘ લઇ શુદ્ધ ભાવેરે ॥ મ્હા. ॥ ૨૦ ॥ સંવત ઓગણીસે છપનના મહાશુદ દશમી સારી ॥ લક્ષ્મી વિજય ગુરૂરાજ પસાયે હંસ નમે વારંવારીરે ॥ મ્હા. ॥ ૨૧ ॥

# ભાગ ૪ થો.

## બીજ. પાંચમ, આઠમ, એકાદશીની ઢાળો.

### બીજનું સ્તવન.

પ્રણુમી શારદ માય, શાસન વીર સુહંકરૂજી ॥ બીજ તીથી ગુણુગેહ. આદરો ભવીયણુ સુંદરજી ॥ ૧ ॥ એહ દીન પંચ કલ્યાણુ. વિવરીને કહું તે સુણોજી ॥ મહા શુદિ બીજે જાણુ, જન્મ અભીનંદનતણોજી ॥ ૨ ॥ શ્રાવણુ શુદિની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથીજી;તારણુ ભવોદધિ તેહ, તસ પદ સેવે સુરથોકથીજી ॥૩॥

સમેતશિખર શુભ ઠામ, દશમા શિતળજિન ગણુંજી ॥ ચૈત્ર વદિની હો બીજ વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી ॥ ૪ ॥ ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજવળ માસનીજી ॥ અરનાથ ચ્યવન, કર્મક્ષયે ભવપાસનીજી ॥ ૫ ॥ ઉત્તમ માઘજ માસ, શુદી બીજે વાસુપુજ્યનોજી ॥ એહીજ દિન કેવળ નાણ, શરણુ કરો જિનરાજનોજી ॥ ૬ ॥ કરણીરૂપ કરો ખેત, સમકિત રૂપ રોપો તીહાંજી ॥ ખાતર કિરીયા હો જાણ, ખેડ સમતા કરી જીહાંજી ॥ ॥ ૭ ॥ ઉપશમ તરૂપ નીર, સમકિત છોડ

પ્રકટ હોવેજી ॥ સંતોષ કરી અહો વાડ, પચ્ચખ્ખાણ વ્રત ચોકી સોહેજી ॥ ૮ ॥ નાસે કર્મ રીપુ ચોર સમકિત વૃક્ષ ફલ્યો ।તહાંજી ॥ માંજર અનુભવ રૂપ, ઉતરે ચારીત્ર ફલ જીહાંજી ॥ ૯ ॥ શાંત સુધારસ વારી, પાન કરી સુખ લીજીએજી ।। તંબોલ સમ લ્યો, સ્વાદ, જીવને સંતોષ રસ કીજીએજી ॥ ૧૦ ॥ બીજ કરો દોય માસ, ઉત્કૃષ્ટી બાવીશ માસનીજી ॥ ચોવીહાર ઉપવાસ, પાલીયે શીલ વસુધાસનીજી ॥ ૧૧ ॥ આવશ્યક દોય વાર, પડીક્રેહણ દોય લીજીએજી ॥ દેવવંદન ત્રણ કાલ,

મન વચન કાયાએ કીજીએજી ॥ ૧૨ ॥ ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીએ સંયોગથીજી ॥ જિનવાણી રસ એમ, પીજીએ શ્રુત ઉપયોગથીજી ॥ ૧૩ એણી વિધિ કરીયે હો બીજ, રાગ ને દ્વેષ દુરે કરીજી ॥ કેવળ પદ લઈ તાસ, વરે મુકિત ઉલટ ધરીજી ॥ ૧૪॥ જિનપુજા ગુરૂભકિત, વિનય કરી સેવો સદાજી ॥ પદ્મવિજયનો શિષ્ય ભકિત પામે સુખ સંપદાજી ॥ ૧૫ ॥

## જ્ઞાનપંચમીનું સ્તવન.

સુત સિદ્ધારથ ભુપનોરે, સિદ્ધારથ ભગવાન ॥ ॥ બારહ પરખદા

આગલેરે, ભાખે શ્રી વરદ્ધમાનોરે ॥ ૧ ॥ ભવિયણ ચિત્ત ધરો ॥ મન વચ કાય અમાયોરે જ્ઞાન ભકિત કરો ॥ એ આંકણી ॥ ગુણ અનંત આતમતણારે, મુખ્ય પણે તીહાં હોય ॥ તેહમાં પણ જ્ઞાનજ વડુંરે, જિણુથી દંસણ હોયરે ॥ ૨ ॥ ભ. ॥ જ્ઞાને ચારિત્ર ગુણ વધેરે જ્ઞાને ઉદ્યોત સહાય ॥ જ્ઞાને થિવિરપણું લહેરે આચાર જ ઉવઝાયરે ॥ ૩ ॥ ભ. ॥ જ્ઞાની શ્વાસોશ્વાસમાંરે કઠીન કરમ કરે નાશ ॥ વન્હિ જેમ ઇંધણ દહેરે, ક્ષણમાં જ્યોતિ પ્રકાશરે ॥ ૪ ॥ ભ. ॥ પ્રથમ જ્ઞાન પછી દયારે,

સંવર મોહ વિનાશ ।। ગુણ ઠાણું ગ પગથાલીએ રે જેમ ચઢે મોક્ષ આવાસ રે ।। ૫ ।। ભ. ।। મઇ સુઅ મણ પેજ્જવારે, પંચમ કેવલ જ્ઞાન ।। ચઉ મુંગાં શ્રુત એક છેરે, સ્વપર પ્રકાશ નિદા· ન રે ।। ૬ ।। ભ. ।। તેહનાં સાધન જે કહ્યાં રે, પાટી પુસ્તક આદિ ।। લખે લખાવે સાચવે રે, ધર્મી ધરી અપ્રમાદીરે ।। ૭ ।। ભ. ।। ત્રિવીધ આશાતના જે કરે રે, ભણતાં કરે અંતરાય ।। અંધા બહેરા બોબડારે મુંગા પાંગલાં થાયરે ।। ૮ ।। ભ ।। ભણતાં ગણતાં ન આવડેરે, ન મળે વલ્લભ

ચીજ ॥ ગુણ મંજરી વરદત્ત પરેરે, જ્ઞાન વિરાધન બીજરે ॥ ૯ ॥ ભ. ॥ પ્રેમે પુછે પરખદારે. પ્રણુમી જગગુરૂપાય ॥ ગુણમંજરી વરદત્તનોરે, કરો અધિકાર પસાય રે ॥ ૧૦ ॥ ભ. ॥ ઇતિ ॥

## અષ્ટમીનું સ્તવન.

હાંરે મારે ઠામ ધર્મના સાડા પચવીશ દેશ જો, દીપેરે ત્યાં દેશ મગધ સહુમાં શીરે રે લો ॥ હાંરે મારે નગરી તેહમાં રાજગ્રહી સુવિશેષ જો ॥ રાજેરે ત્યાં શ્રેણીક, ગાજે ગજપરે રે લો ॥ ૧ ॥ હાંરે મારે ગામ નગરપુર પાવન કરતાં નાથજો, વિચરંતા તીહાં આવી

વીર સમોસર્યા રે લો ॥ હાં ॥ ચઉદ સહસ મુનિવરના સાથે સાથજો ॥ સુધા રે તપ સંયમ શીયલે અલંકર્યા રેલો ॥ ૨ ॥ હાં. પુલ્યા રસભર ઝુલ્યા અંબ કદંબજો ॥ જાણું રે ગુણશીલ વન હસી રોમાં ચીયો રે લો ॥ હાં ॥ વાયા વાય સુવાય તીહાં અવિલંબજો ॥ વાસે રે પરીમલ ચિહુ પાસે સંચીયોરે લો ॥ ૩ ॥ હાં ॥ દેવચતુરવિધ આવે કોડાકોડ જો ॥ ત્રિગડું રે મણી હેમ રજતનું તે રચે રે લો ॥ હાં ॥ ચોસઠ સુરપતિ સેવે હોડાહોડજો, આગે રે રસ લાગે ઇંદ્રાણી નચે રે લો ॥ ૪ ॥ હાં ॥

મણીમય હેમ સિંહાસન બેઠા આ-પજો, ઢાળે રે સુર ચામર મણી રત્ને જડયાંરે લોલ ॥હાં॥ સુણતાં દુંદુંભી નાદ ટળે સવી તાપ જો, વરસે રે સુર ફુલ સરસ જાનું અડયાં રે લો ॥ ૫ ॥ હાં. ॥ તાજે તેજે ગાજે ઘન જેમ લુંબજો ॥ રાજે રે જીનરાજ સમાજે ધર્મને રે ॥ હાં. ॥ નીરખી હરખી આવે જન મન લુંબજો ॥ પોખે રે રસ ન પડે ધોખે ભર્મને રે લો ॥ ૬ ॥ હાં. ॥ આગમ જાણી જીનનો શ્રેણીક રાય જો ॥ આવ્યો રે પરીવરીયો હય ગય રથ પાયગેરે લો ॥ હાં. ॥ દેઈ પ્રદક્ષિણા વંદી

બેઠા હોય જો ॥ સુણવારે જીનવાણી
મોટે ભાયગેરે લો ॥ ૭ ॥ હાં. ॥
ત્રિભુવન નાયક લાયક તવ ભગ-
વંત જો ॥ આણી રે જન કરૂણા
ધર્મ કથા કહે રે લો ॥ હાં. ॥
સહજ વીરોધ વીસારી જગના
જંતુ જો ॥ સુણવારે જીનવાણી
મનમાં ગહગહેરે લો ॥ ૮ ॥

## એકાદશીનું સ્તવન.

જગપતિ નાયક નેમીજીણંદ
દ્વારીકા નગરી સમોસર્યા ॥ જગ-
પતિ વંદવા કૃષ્ણનરીંદ, જાદવ
કોડશું પરીવર્યો ॥ ૧ ॥ જગપતિ
શ્રી ગુણ પુલ અમુલ, ભક્તિ ગુણે
માલા રચી ॥ જગપતી પુજી પુ-

છે કૃક્ષ, ક્ષાયીક સમકિત શિવરૂચી ॥ ૨ ॥ જગપતી ચારીત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પારગ્રહે ॥ જગપતી મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણુ કોણુ કહે ॥ ૩ ॥ જગપતી તુમ: સરીખો મુજ નાથ, માથે ગાજે ગુણુનીલો ॥ જગપતી કોઇ ઉપાય બતાવ, જેમ કરે શીવવધુ કંતલો ॥ ૪ ॥ નરપતી ઉજ્જવલ માગશીર માસ, આરાધો એ કાદશી ॥ નરપતી એકસો ને પચાસ, કલ્યાણુક તીથી ઉલ્લસી ॥ ૫ ॥ નરપતી દશ ક્ષેત્ર ત્રણુ કાળ, ચોવીશી ત્રીશે મળી ॥ નરપતિ નેવું જીનનાં કલ્યાણુ, વી-

વદો કહું આગળ વલી ॥ ૬ ॥
નરપતી અરહીક્ષા નમી નાણુ, મ-
લ્લી જન્મ વ્રત કેવલી ॥ નરપતિ
વર્ત્તમાન ચોવીશી માંહે કલ્યાણુક
આ વલી ॥ ૭ ॥ નરપતી મૌન-
પણે ઉપવાસ, દોઢસો જપમાલા
ગણો ॥ નરપતિ મન વચ કાય
પવિત્ર, ચારીત્ર સુણો સુવ્રત ત-
ણો ॥ ૮ ॥ નરપતિ દાહીણુ ધા-
તકી ખંડ, પશ્ચિમ દીશી ઈષુકારથી
નરપતિ વિજય પાટણુ અભીધાન
સાચો નૃપ પ્રજાપાલથી ॥ ૯ ॥
નરપતિનારી ચંદ્રાવતી તાસ, ચંદ્ર-
મુખી ગજગામીની ॥ નરપતી શ્રેષ્ઠી
સુવીખ્યાત, ॥ શીયલ સલીલા

કામીની ।। ૧૦ ।। નરપતિ પુત્રાદીક પરીવાર, સાર ભુષણ ચીવર ધરી ।। નરપતિ જાયે નિત્ય જીનગેહ, હરખે સ્તવન પુજા કરી ।। ૧૧ ।। નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયીક પોષધ વરે ।। નરપતિ દેવવંદન આવશ્યક કાળવેળાએ અનુંસરે. ।। ૧૨ ।।

# ભાગ ૫-૬.

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

કાનુડો ન જાણે મારી પ્રીત,
બાઈ અમે બાળ કુંવારારે એ રાગ.
મને તો મળીઓ મારો નાથ,
પુર્વના પુન્ય પ્રભાવેરે ।। મને તો.

॥ પ્રીતિ અનાદિની ભુલી, ગયા છો સ્વામી; ॥ હવે નહિ છોડું તારો સાથ. છોડું નહિ કદાપિરે. ॥ મને ॥૧॥ અનાદિ કાળનો હું, રખડું છું જિનજીરે; ॥ ભ્રમણ કરૂં છું ગતિ ચાર, દુઃખ બહુ તેથી પામુંરે. ॥ મને તો ॥૨॥ હવે તમે મળીઆ સ્વામી, દુઃખ અમારૂં કાપો; ॥ આપોને શિવ-રમણીનો સાથ, આપો પ્રીત કરીનેરે ॥ મને તો ॥૩॥ સુલસાદિક નવને આપે જિનપદ દીધું વ્હાલા; ॥ ચંદનબાલાનું કાપ્યું દુઃખ, તેમ અમારૂં કાપોરે ॥ મને તો ॥૪॥ ત્રિસલાના નંદન જિનજી,

વિનતિ અવધારો વ્હાલા ા પ્રિતેથી ખેંચી લ્યોને હાથ નાથ મેં તમને ધાર્યારે. મને તો ાપાા શામજી કહે છે વ્હાલા, વીર પ્રભુના ગુણ; ા ગાવાથી તરીએ આ સંસાર, વાત છે તેહજ સાચીરે. ામનોા૬ાા

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

દાસપરે દયા લાવોરે, દયાલુ દેવા એ રાગ.

સિદ્ધાચળ ગિરિ જાઓરે (૨) ભવિજન ભાવે—સિદ્ધાચળ ગિરિ જાઓ ા તન, મન, એક કરી ધ્યાન પ્રભુનુ ધરી, ા એ ગિરિના ગુણ ગાવોરે. (૨) ભ૦ ાા૧ાા આદિ જિણંદની પ્યારી, મુર્તિ છે

મોહનગારી; ।। પ્રેમ ધરીને ધ્યાવો ધ્યાવોરે. (૨) ભ. ।। ૨ ।। રાવણ પેઠે ભાવ ધરી, ભકિત એક ચિત્તે કરી ।। તિર્થંકર પદવી પાવો પાવોરે. (૨) ।। ભ૦ ।।૩।। શામજી સાથે સઘળા બાળક પ્રિતે બોલે; ।। અમારા હૃદયે આવો આવોરે. (૨) ।। ભ૦ ।।૪।।

## શ્રી જીન સ્તવન.

મોહની લગાડીરે રાજ, મુકાવે માન લાજ, એ રાગ.

આત્મા પ્રિતેથી આજ, ગુણ ગાવાને કાજ, લેવાને શિવરાજ, જીનપતિ અમે.

ઈંદ્રને ચંદ્ર જેમ ભાવ ધરી નાચશું

કલ્પ વૃક્ષની પેરે આપ કને યાચશું,
લેવારે શિવતણું સુ....ખ આવ્યા.
અષ્ટાપદ ગિરિ ઉપરે, રાવણ નાચ્યો
જેમ, તીર્થંકર પદ પામવા, અમે
પણ કરશું તેમ; રખડીએ ચઉગતી,
દુઃખ થાય તેથી અતી, બચાવો
તેહ થકી નાથ, આપીને શુદ્ધ મતી,
દેખાડો શિવ ગતી, પ્રીતેથી ખેંચી
લઈ હાથ; રાખી એક તારી આશ,
જાશું નહિ અન્ય પાસ, વૃદ્ધિચંદજી
જૈનશાળાનાં બાળકો, પ્રિતેથી પ્રભુ
ગુણ ગાય. આવ્યા.

## શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

બલીહારી રસીયાજી ગીરીધારી, સુંદીર
શ્યામ હો તજી અમને મથુરાના

વાસી આવા ન બનીએજી—એ

રાગ.

બલીહારી, જીનજી, જાઉં વારી, પ્રભુ પાર્શ્વ આપો અમને; કાશીના વાસી શીવતણા સુખનેજી. નાગ ઉગારી વ્હાલા, નાગેંદ્ર બનાવ્યોજી, આપ્યું છે સુખ અપારી. પ્રભુ પાર્શ્વ ચઉમુખે આપે વ્હાલા દેશના દઇનેજી, તાર્યાં છે નર નારી. પ્રભુ પા. એવું સુણીને વ્હાલા શરણે તો આવીયાજી, આપોને પદ અણાહારી, પ્રભુ પા. કર્મ ખપાવી આપે, શીવસુખ લીધુંજી, બની ગયા છો નીરાકારી. પ્રભુ પા. તુજ પ્રતીમા તે વ્હાલા, જાણી

જાણી તુમ સારીખીજી, માગીએ મોક્ષ આવાશી. પ્ર. પા. શામજી કહે છે પ્રભુ: પાર્શ્વજીનેશ્વરજી. વીનતી લેજોને અવધારી પ્રભુ પાર્શ્વ.

---

## શ્રી અભિનંદન જીન સ્તવન.

ચાલો સાહેલી, ભુવનેશ્વરીનાં સહુ મળીને દર્શન કરીએ— એ રાગ

આજે આનંદે, અભિનંદનને વંદન કરવાને જઇએ, ।। શિવ સુખકારી, મોહનગારી, મુર્તિ પ્રભુની અંતર ધરીએ; ।। ભાવ ધરી જો વંદન કરીએ, તો તદ્રુપ બની રહીએ, ।। જન્મ મરણનાં દુઃખ અનંતા, કાપીને નિર્મળ થઇએ, ।। શામજી

કહે છે તેને સેવી, શિવ મંદિરમાં
ઝટ જઈએ, આજે આનંદે.

## શ્રી જીન સ્તવન.

ગઝલ.

અહો જીનરાજ શું કીધું, એકિલા
શીવ લઈ લીધું, ।। અનાદિ કાળની
પ્રીતિ, તોડી શું સુજ્ઞની રીતિ.
।। ખરા દિલદાર તે કહીએ, ખરા
દાતાર તે લઈએ, ।। ઉગારે જે બહુ
પ્રાણી, બધાને સારિખા જાણી. ।।
તમે તો મુજને ત્યાગી, થયા છો
મોક્ષના ભાગી, ।। હવે તો સાંભરે
શેનો, હવે તો ઓળખો શેનો, ।।
તમે છોડયો પ્રભુ મુજને ।। તથાપિ
ના તજું તુજને, મને તો આશરો

તારો, કૃપાળુ નાથ તું મારો. પૂ-
રવની પ્રીત સંભારી, મને હ્યોને
તમે તારી, કહે છે શામજી સાચું,
બીજા દેવો નહિ જાચું.

## શ્રી જીન સ્તવન.

સદા સંસારમાં સુખ દુઃખ સરખાં
માની લઇએ—એ રાગ.

શાંતી આપે સર્વદા, કાપે
સઘળાં દુઃખ, રોગ સોગ વ્યાધિ
હરી, આપે અવિચલ સુખ; એવા
જીનરાજનું. હવે ધ્યાન અંતર
ધ્યાઇ લઇએ, જગતની જાળ
સઘળી દુઃખની તે છાંડી દઇએ.
પ્રીતે શ્રાવક પુણીયો, ભક્તિ કરતો
જેમ; કર્મ ખપાવા કારણે, અમે

પણ કરશું તેમ, હવે જીનરાજજી, એક અરજ મારી માની લઈએ, કૃપાળુ નાથ અમને, શિવનું સુખ આપી દઈએ; અગ્નિ બળતા નાગને, સંભળાવી નવકાર. દેવલોકમાં મોકલી, આપ્યું સુખ અપાર; એવા જીનરાજનું હવે ધ્યાન અંતર ધ્યાઈ લઈએ, જગતની જાળ સઘળી દુઃખની તે છાંડી દઈએ.

## શ્રી જીનસ્તવન.

(વનવગડામાં ભુલો પડી ત્યાં, અમૃત પ્યાલો પીધોરે—એ રાગ.) સાંભળજો જીનરાજ પ્રિતે, અરજી એક અમારીરે; સાંભળી વહેલા આવો વારે, આશા અમને તમારી. ॥ સુણજો જી. ॥ કર્મ રાજાના

દુષ્ટ કુટુંબ, જીનજી અમને ઘેર્યારે; ॥ એકસોને અઠાવન સુભટો, નિત્ય રહે છે પ્રેર્યા ॥ સુણજો જી. ॥ રાગને દ્વેષ બે સર્પ ડસાવે, મોહપ્રબળ મહારાજાજી; ॥ ક્રોધ માન માયા લોભાદિક, લડવૈયા છે તાજા. ॥ સુણજો જી. ॥ આવું પ્રબળ આ સૈન્ય પ્રભુજી, આપે નાખ્યું વેરીજી; ॥ લાગ જોઇને તુજ સેવકને, લીધા તેણે ઘેરી. ॥ સુણજો જી. ॥ મુંઝાઇએ બહુ અબળ અમે તો, પંચમ કાળનાં પ્રાણીરે; ॥ વિનતિ સુણીને વહેલા આવો, દાસ તમારા જાણી. ॥ સુણજો જી. ॥ આ દુઃખમાંથી

મુક્ત કરીને, શીવનું સુખ બતાવોરે; ।। શામજી કહે છે મુજ વિનતિથી, જ્યોતિમાં જ્યોતિ મીલાવો. ।। સુ. ।।

## શ્રી મહાવીર જીન સ્તવન.

વાલા વેગે આવોરે........એ રાગ.

ત્રીશલાના જાયારે, શરણે અમે આવ્યારે; સુણો એક વીનતી હોજી, મહેર કરીને ભવ જળ પાર ઉતાર.... .... ....ત્રિશલાના.

સાખી—લાખ ચોરાશી યોનિમાં ભ્રમણ કર્યું ભગવાન; ।। અન્ય મતોમાં રાચીયો, નડયું બહુ અજ્ઞાન; ।। પામ્યો કુડી કાયારે, સુણો એક વિનતિ હોજી. ।। ત્રિશલાના.

॥ સાખી—સદગુરૂના, ઉપદેશથી જાણ્યો તારો ધર્મ ॥ એક ચિત્તથી આદરી, હવે ખપાવું કર્મ; છોડું સઘળી માયારે, સુણો એક વીનતી હોજી. ॥ ત્રીશ. ॥ સાખી—આનંદાદિક શ્રાવકો, વૃત ઉંચરતા જેમ શિવરમણીને સાધવા, અમેપણ કરશું તેમ, ગુણ તમારા ગાયારે, સુણો એક વીનતી હોજી. ॥ ત્રીશ. ॥ સાખી—શ્રેણીકાદીક ભકતને, જીનપદ દીધું જેમ, શામજી કહે છે આપજો, અમને પ્રભુજી તેમ; તારી ચંદન બાળારે, સુણો એક વીનતી હોજી. ॥ ત્રીશ. ॥

---

# મહાવીર સ્વામીનું સ્તવન.

વ્હાલા વીર જીનેશ્વર જન્મ જરા નીવારજોરે, પ્યારા પ્રભુજી પ્રીતે મુજ શીરપર કર સ્થાપજોરે ॥ વહાલા. ॥ ત્રણુ રત્ન આપો પ્રભુ મુજને, ખોટ ખજાને કો નહી તુજને, અરજી ઉર ધરી કર્મ કટક સંહારજોરે ॥ વહાલા, ॥ કુમતી ડાકણુ વળગી મુજને, નમી નમી વીનવું હે પ્રભુ તુજને; એ દુઃખથી દુર કરવા, વહેલા આ-વજોરે ॥ વહાલા. ॥ આ અટવીમાં ભુલો પડીયો, તું સાહેબ સાચો મને મળીઓ, સેવકને શીવપુરની, સડક દેખાડજોરે ॥ વહાલા. ॥

## વાસુપુજ્ય સ્વામીનું સ્તવન.

વીરા વેશ્યાના યારી—એ રાગ.

વાસુપુજ્ય વીલાસી, ચંપાના વાસી, પુરો અમારી આશ. કરૂં પુજા ખાસી કેસર ઘાસી, પુષ્પ સુવાસી, પુરો અમારી આશ. ચૈત્યવંદન કરૂં ચિત્તથી પ્રભુજી, ગાઉં ગીત રસાળ, એમ પુજા કરી વીનતી કરૂં છું, આપો મોક્ષ વીશાળ. દીયો કર્મને ફાંસી, કાઢો કુવાસી, જેમ જાય નાસી, પુરો અમારી આશ. ॥ વા. ॥ ૧ ॥

આ સંસાર ઘોર મહોદધીથી કાઢો અમને બહાર, સ્વારથનાં સહુ કોઈ સગાં છે, માત પીતા પરીવાર,

બાળમીત્ર ઉલાસી, વીજય વીલાસી,
અરજી ખાસી, પુરો અમારી આશ.
વાસુપુજ્ય. ॥ ૨ ॥

## શ્રી સહસ-ફણા પાર્શ્વનાથ-જીનું સ્તવન.

પાણી ભરવા હું ગઇતીરે, સાહેલીની સંગેરે.

ગંગાતટ તપોવનમાંરે, બની રચના ભારી. પંચ અગ્નિ તપંતારે, તાપસ બહુ અહંકારી. ॥ એ, આંકણી પાર્શ્વકુમાર. આવી કહે, સુણ. તપસી એક વાત, આવી તપસ્યા કાં કરે, જીવ બળે સાક્ષાત; જયણા વિણુ તપ ફળરે,

નથી કાંઈ શુભકારી. ।। ગંગા ।। ૧
તપ ત્રટકી તાપસ કહે. સુણુ તુ
રાજકુમાર, અશ્વ ખેલાવો જઇ
કરી, શું જાણો તપસાર, તવ અ-
ગ્નિથી બળતોરે, કઢાવ્યો પન્નગ
ભારી, નવકાર સુણાવીરે કીધો
ઇંદ્ર અવતારી. ।। ગંગા ।। ૨ ।।
કમઠ કાળ જોગે ચવી, થયો તે
મેઘકુમાર, પાર્શ્વપ્રભુની ઉપરે,
વરસાવે જલધાર, પૂર્વ ભવ વૈરે
રે, કરે ઉપસર્ગ ભારી, ઇંદ્રાસન
ચળ્યુંરે, જુવે અવધિધારી, ।। ગંગા
।। ૩ ।। ધરણેંદ્ર પદ્માવતી આવ્યાં તીહાં
તત્કાળ, ઉંચી પીઠ રચી તીહાં,

સ્થાપ્યા ત્રીભુવનપાળ, ફણી છત્રની છાયારે, પ્રભુ મસ્તક ધારી, દુષ્ટ કમઠને જાણીરે, દીધી શિક્ષા ભારી. ॥ ૪ ॥

ઓગણીસેં એકાવને અહમદનગર મોઝાર, બાળ મિત્ર સ્થાપિત થઇ, પાર્શ્વપ્રભુ સુપસાય, મેમ્બરો મળી ગાવેરે, સુણો તમે નરનારી, પ્રભુ નામ જપતાંરે, પામો તુમે ભવ પારી. ॥ ૫ ॥

---

## શ્રીઃ પાર્શ્વનાથ જીનસ્તવન.

તીન ભુવનકે સીરદાર પાર મોહે ઉતારજી, વામા કે નંદન આયો મય બંદન તુમરે દવાર જી,

દરસન મોહે દેત નહી, ખબર હમરી લેત નહી, ભવ દધી બીચ આન ફસ્યો હું અબ ઉગારજી.
તીન૦

ભવ અંધેરી રેન ભરી, ઉનમે સુઝત નાંહી જરી, બીપતા મોપે આન પરી, અનુચરપર નજર કરી ૧
જગ મગે પ્રભુ જોત તેરી ભવ અંધેરી ધો ઉખેરી, જગતમે જીનરાજ મોરા, "પ્રાણ" આધાર જી. તીન૦

## શ્રી મહાવીર જીન સ્તવન.

મહાવીરજીનવર મહેરબાની મુજસે જરીક કરનાજી. તુંમ નાથ જગતમે બળીયા ભવસંકટ દુર

હરનાજી. તુમ દયા સિંધુકહેલાતે, મોરે સીરેપર કર ધરનાજી. મય ભવ ભવબન ભટકી તેરા લીયા સરણાજી. હમ તુમકઇ ભવકી સગાઇ, વો ધ્યાનમે ધરનાજી. મેરે કરમકી કઠીન કહાની, મય ક્યા કરૂં વરણાજી. તેરે "પ્રાણ" કે પ્યારે પ્રભુજી, તેરે ચહું ચરણાજી.

## ઔપદેશીક પદ.

મુરખો ગાડી દેખી મલકાયે
ઉમર તારી રેલતણીપેરે જાયે. મુ૦
સંસાર રૂપની ગાડી બની ને
રાગદ્વેષ દોય પાટા,
દેહ ડબ્બા ને પળ પળ પઇડાં
તેમ ફરે છે આઉખાનાં આંટા. મુ૦

કર્મ અંજીનમાં કષાય અગ્ની ને
વિષયવારી માંહી ભરીયું,
ત્રસનું જુંગળું આગળ કરયું
એ તો ચારે ગતીમાં ફરીયું. મુ૦
પ્રેમજ રૂપી આંકડા વળગાડયા ને
ડબ્બે ડબ્બા જોડયા ભાઈ,
પુરવ ભવની ખરચી લઇને
ચેતન બેસારૂ બેઠા માહીં. મુ૦
કોઇએ ટીકીટ લીધી નરકતીર્યંચની
કોઇએ લીધી મનુષ્ય દેવા,
કોઇએ ટીકીટ લીધી સિદ્ધગતીની
પામવા અમૃત મેવા. મુ૦
ઘડી ઘડી ઘડીયાળોજ વાગે
નીશદીન એમ વહી જાવે,
બોલે સીટીને ચાલે આગગાડી,

આડા અવળા માઇલ આવે. મુ૦
આયુષ્ય રૂપી આવ્યું ઈસ્ટેશન
હંસલો તે હાલુ હાલુ થાયે,
પાપે ભરી પાકીટ લઈ જાતાં,
કાળ કોટવાળ પકડી જાયે. મુ૦
લાખ ચોરાશી જીવાયોની માંહી
જીવડો ફરી ફરી આવે,
સદ્દગુરૂનો જે ધરમ આરાધે તે
નિશ્ચય શીવ પાવે. મુ૦

## શ્રી જિનસ્તવન.

શ્રી શ્રી શાંતિનાથ, જોડું હું બે હાથ
—એ રાગ.

જય જિનેશ્વરા તુંજ ઈશ્વરા,
હમેશના કલેશને નિવારકેશ્વરા.
જય મંગલ વર્તે તુજ નામે,

જપતાં પાતિક જાય;
મંગલકારી મૂર્તિ તારી, દીઠે દુરિત પલાય. જય૦ ॥ ૧ ॥
આદિ રૂપ પરમેષ્ઠી માનું,
ઓંકારે આદેય;
શિવપદ દાતા યોગીને તું,
એક ધ્યાનથી ધ્યેય. જય૦ ॥૨॥
સર્વ કાર્યમાં વિઘન નિવારે,
દે શાંતિ શ્રીકાર;
અક્ષય જ્ઞાન માંગરોળ સંગીત,
મંડળીને વિસ્તાર. જય૦ ॥ ૩ ॥

## શ્રી જિનસ્તવન

વિનતિ ધરજો ધ્યાન, સજજન સહુ
—એ રાગ.

સાંજ સમે જિન વંદો ભવિજન,
સાંજ સમે જિન વંદો.

મેટત ભવદુઃખ ફંદો ભવિજન
સાંજ સમે જિન વંદો.
પ્રથમ તીર્થંકર શ્રીઆદિ જિનેશ્વર,
સમરત હોત આનંદો. ભ૦ ॥ ૧ ॥
લે કર દીપક આગેહી વારૂં.
જરત પાપકો ફંદો. ભ૦ ॥ ૨ ॥
પદ્માસન કરી ધ્યાન લગાવું, ખેવત
ધુપ સુગંધો. ભ૦ ॥ ૩ ॥
રત્નજડિત કરૂં રે આરતી, વાજત
તાલ મૃદંગો. ભ૦ ॥ ૪ ॥
કહે જિનદાસ સમજ જીયા અપનો,
છૂટત પાપ નિકંદો. ભ૦ ॥ ૫ ॥

---

## અંતરના ઉદગારો.

પ્રભુ હું જેવો તેવો પણ ત્હારો,
મને રંકને પાર ઉતારો—નાથ હું.
જોગ ધ્યાનને જપ તપ તિરથ,

નાથ નથીરે નીપજતા;
મનડુ પાપી મારે કુદકા,
ભગવત તુજને ભજતાં—નાથ હું.
મધ્ય દરિયે જીવ મચ્છ મુઝાણો,
તૃષ્ણાને નથી તજતો;
સામુ ભાળે કાળ ખડો પણ,
નફટ નથી કાંઇ સજતો—નાથ હું.
અંતરની દુગ્ધાને વારે,
તન મન વ્યાધી ટાળે;
દેવ દયાં નિધિ નવીન પાપીને,
આપ વિના કોણ તારે—નાથ હું.

## ઇલાચી પુત્રની સજઝાય.

નામ ઇલાપુત્ર જાણીએ ધન-દત્ત શેઠનો પુત્ર ॥ નટવી દેખીને મોહીઓ, નવિ રાખ્યું ઘરનું સૂત્ર ॥૧॥ કરમ ન છૂટે રે પ્રાણીયા, પૂરવ

નેહ વિકાર ॥ નિજ કુળ છંડી રે નટ થયો, નાણી શરમ લગાર ॥ કરમ૦ ॥૨॥ માત પિતા કહે પુત્રને, નટ નવિ થઈએ રે જાત ॥ પુત્ર પરણાવું રે પદમિણી, સુખ વિલસો સંઘાત ॥ કરમ૦ ॥ ૩ ॥ કહેણુ ન માન્યું રે તાતનું, પૂરવ કર્મ વિશેષ ॥ નટ થઈ શીખ્યો રે નાચવા, ન મટે લખ્યા રે લેખ ॥ કરમ૦ ॥ ૪ ॥ ઇકપુર આવ્યો રે નાચવા, ઉંચો વંશ વિશેષ ॥ તિહાં રાય જોવાને આવીઓ, મળીયાં લોક અનેક ॥ કરમ૦ ॥ ૫ ॥ ઢોલ વજાવે રે નટવી, ગાવે કિન્નર સાદ ॥ પાય-તળ ઘુઘરા ઘમઘમે, ગાજે અંબર-

નાઠ ાાકરમ૦ાા૬ાા દોય પગ પહેરી રે પાવડી, વંશ ચઢયો ગજ ગેલ ાા નોધારો થઇ નાચતો, ખેલે નવનવા ખેલ ાા કરમ૦ ાા ૭ ાા નટવી રંભા રે સારિખી, નયણે દેખે રે જામ ાા જો અંતેઉરમાં એ રહે, જનમ સફળ મુજ તામ ાા કરમ૦ાા ૮ ાા તવ તિહાં ચિંતે રે ભૂપતિ, લુબ્ધયો નટવીની સાથ ાા જો નટ પડે રે નાચતો, તો નટવી કરૂં મુજ હાથાા કરમ૦ ાા૯ાા કર્મ વશે રે હું નટ થયો, નાચું છું નિરાધાર ાા મન નવિ માને રે રાયનું, તો કોણ કરવો વિચાર ાા કરમ૦ ાા ૧૦ ાા દાન

ન આપે રે ભૂપતિ, નટે જાણી
તે વાત ॥ હું ધન વાંછું છું રે
રાયનું, રાય વંછે મુજ ઘાત ॥
કરમ૦ ॥૧૧॥ દાન લહું જો હું
રાયનું; તો મુજ જીવિત સાર
॥ એમ મન માંહે ચિંતવી,
ચઢીઓ ચોથી રે વાર ॥ કરમ૦
॥ ૧૨ ॥ થાળ ભરી શુદ્ધ મોદકે,
પદમણી ઉભી છે બાર ॥ ત્યો
ત્યો કહે છે લેતા નથી, ધન્ય
ધન્ય મુનિ અવતાર ॥ કરમ૦
॥ ૧૩ ॥ એમ તિહાં મુનિવર
વોહોરતા, નટે પેખ્યા મહાભાગ,
ધિગ ધિગ વિષયા રે જીવને,
એમ નટ પામ્યો વૈરાગ ॥ કરમ૦

॥ ૧૪ ॥ સંવરભાવે રે કેવળી, થયો તે કર્મ ખપાય ॥ કેવળ મહિમા રે સુર કરે, લબ્ધિવિજય ગુણ ગાય ॥ કરમ ન છૂટે રે પ્રાણીઆ ॥ ૧૫ ॥

---

## આપ સ્વભાવની સજ્ઝાય.

આપ સ્વભાવમાં રે,
અબધુ સદા મગનમેં રહેના ॥
જગત જીવ હે કરમાધીના,
અચરિજ કછુઅ ન લીના
આપ૦ ॥૧॥
તુમ નહીં કેરા કોઇ નહીં તેરા,
ક્યા કરે મેરા મેરા ॥
તેરા હે સો તેરી પાસે,

અવર સબે અનેરા ॥

આપ૦ ॥ ૨ ॥

વપુ વિનાશી તું અવિનાશી.
અબ હે ઈનકો વિલાસી॥
વપુ સંગ જબ દૂર નિકાસી,
તબ તુમ શિવકા વાસી॥

આપ૦ ॥ ૩ ॥

રાગ ને રીસા દોય ખવીસા,
એ તુમ દુઃખકા દીસા॥
જબ તુમ ઉનકું દૂર કરીસા,
તબ તુમ જગકા ઇશા ॥

આપ૦ ॥૪॥

પરકી આશા સદા નિરાશા,
એ હે જગજન પાસા ॥
તે કાટનકુ કરે. અભ્યાસા,

લહો સદા સુખવાસા ॥
આપ૦ ॥ ૫ ॥

કબહીક કાજી કબહીક પાજી,
કબહીક હુઆ અપભ્રાજી ॥
કબહીક જગમેં કીર્તિ ગાજી,
સબ પુદ્ગલકી બાજી ॥
આપ૦ ॥૬॥

શુદ્ધ ઉપયોગ ને સમતાધારી,
જ્ઞાન ધ્યાન મનોહારી ॥
કર્મકલંકકુ દૂર નિવારી
જીવ વરે શિવનારી ॥
આપ૦ ॥ ૭॥

## જોવન અસ્થિરની સજ્ઝાય

જોબનીઆની મોજા ફોજાં, જાય નગારાં દેતી રે ॥ ઘડી ઘડી ઘડીઆળાં વાજે, તોહી ન જાગે તેથી રે ॥ જો૦ ॥ ૧ ॥ જરા રાક્ષસી જોર કરે છે, ફેલાવી ફજેતી રે ॥ આવી અવધે ઓશંકે નહી, લખપતિને લેતી રે ॥ જો૦ ॥ ૩ ॥ જે તે ઉપર જોર કરો છો, ચતુર જુવેને ચેતી રે ॥ માંધાતા સરખા નર બળીયા, રાજવિયા થયા રેતી રે ॥ જો૦ ॥૪॥ જિનરાજાને શરણે જાઓ, જોરાલો કો ન

જેથી રે ॥ દુનિયામાં દુજો દીસે નહી. આખર તરશો, તેથી રે ॥ જો૦ ॥ ૫ ॥ દંત પડયા ને ડોસો થયો, કાજ સર્યું નહીં કેથી રે ॥ ઉદયરત્ન કહે આપે સમજો, કહીએ વાતો કેતી રે ॥ જો૦ ॥ ૬ ॥

---

## આત્મ બોધક પદ.

સદગુરૂને મોહે ભાંગ પીલાઇ
અખીયાંમે આ ગઈ લાલી. સદ૦
ભાવકી ભાંગ મીરમકી મીરચી
ઘુંટણુવાલા મેરા સાંઇ.
કીરીયાકી કુંડી જ્ઞાનકા ઘોંટા
શીયલકી સાફી બનાઇ. સદ૦

અયસી ભાંગ પીવત સુઘડનર
અજરામર હો જાઇ
સદ્દગુરૂ કહત મેલ મન મમતા
મોક્ષ નીધાનને પાઇ. સદ૦

## સેવાધર્મની ભાવના.

મન્દાક્રાન્તા છંદ.

ચાલો મિત્રો ! પરહિતતણાં
કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં,
દુઃખ તેનાં હરીશું;
શાન્તિ દેવા જિગરબળથી
સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વ્રણને
દુઃખના હેતુ ટાળી. ૧
આંસુડાં જે નયન ઝરતાં

લુછીશું નિજ, હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણય બળની
વારિ ધારાજ પ્રીતે,
શોકે ડુબ્યું વદન નિરખી
શાન્તિ તેને દઇશું,
નિમિતે જે ઉદ્‌ભવ થયો
નાશ તેનો કરીશું. ૨
અજ્ઞાનીના તિમિર પટનો
ભંગ કરવા નિમિત્તે,
વિદ્યાનાં પ્રબળ કિરણો
દેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે
ધરીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને
ચાલશે યોગ્ય પંથે. ૩

લોકોમાંહે નિરખો અશુચિ
દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતેથી શિખવી શુચિતા
મેલ જલદી હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર
પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદયતો
આપશે સેવ ભારી. ૪
સેવા સેવા અવનીતલમાં
ધર્મ બીજો ન જાણું,
સેવા ! સેવા ? રટણ કરીને
કાર્યમાં તેજ આણું;
સેવાનો તો વિકટ પંથ છે
તોય તેને ગ્રહીશું,

પ્રાણી સેવા કરી સુગુરૂના
માર્ગમાં વિચરીશું.
મ. ન. દોશી.

---

## આત્મોદ્ધારક વૈરાગી પદો.

—૧—

(કાનુડો ન જાણે મેરી પ્રીત એ રાગ.)

ચેતન સ્વારથિયો સંસાર,
સગપણ સર્વે ખોટાંરે. ચેતન૦
જુઠી છે કાયા વાડી,
ન્યારી છે ગાડી લાડી;
ફોગટ શાને મન ફુલાય;
અંતે સર્વે જાશે રે, ચેતન ૧
હાકે ધરણી ધ્રુજાવે.
ભય તો દિલમાં નહિ લાવે;

ચાલ્યા રાવણ સરખા રાય,
પાંડવ કૌરવ યોદ્ધા રે. ચેતન. ૨
સ્વારથથી જુઠાં બોલે,
સ્વારથથી જુઠાં તોલે;
સ્વારથ માટે યુદ્ધો થાય,
લડતા રંકને રાણા રે. ચેતન ૩
સ્વારથથી નીતિ ત્યાગે,
સ્વારથથી પાયે લાગે;
સ્વારથ કપટ કળાનું મૂળ,
પાપ અનેક કરાવે રે, ચેતન. ૪
સ્વારથમાં સર્વે ડુલ્યા,
ભણતર ભણીને ભૂલ્યા;
સ્વારથ આગળ સત્ય હણાય,
અન્ધા નરને નારી રે. ચેતન. ૫
સ્વારથથી મસ્તક કાપે,

સ્વારથથી પદવી આપે;
સ્વારથ આગળ શાનો ન્યાય,
બહેરા આગળ ગાણું રે. ચેતન ૬
સ્વારથથી વીરલા છુટ્યા,
સ્વારથમાં સર્વે ખુંચ્યા;
જગમાં સ્વાર્થ તણો પરપંચ,
ન્યાય ચુકાદા લેખોરે. ચેતન. ૭
ધર્મી સ્વારથને ત્યાગે,
દિલમાં આતમના રાગે;
તમ રવિકિરણે સ્વાર્થ નાશ,
હોવે આતમ જ્ઞાનેરે. ચેતન. ૮
પરમારથ પ્રીતિ ધારી,
વો ગુરૂ ઉપકારી;
દ્ધિસાગર ધરજો ધર્મ,
યા સર્વ વિસારી રે. ચેતન. ૯

## આત્મોદ્ધારક વૈરાગી
### પદ ૨ જું.

(કાનુડો ન જાણે મોરી પ્રીત-એ-રાગ,

જીવડા હજી જરી તો ચેત,
બાજી આછે છેલ્લી રે. જીવડા
નિન્દા કરવામાં શૂરો,
પાપી પાખણ્ડે પૂરો;
લોભી સ્વારથમાં તૈયાર,
પરમાં માની મારૂં રે. જીવડા. ૧
મોજ મજા મન લાગી મીઠી,
પરનારી પ્રેમે દીઠી;
મનમાં તૃષ્ણાનો નહિં પાર.
માની મારૂં મારૂં રે જીવડા. ૨
વિકથાની વાતો પ્યારી,

કીધી તેં ચોરી જારી;
પરપરિણતિમાં રહી મશગુલ,
આખી ઉમર હારી રે. જીવડા. ૩
લક્ષ્મીની લાલચ લાગી,
બહિરાતમ પદનો રાગી;
મૂરખ લજવી જનનો કુખ,
ફોગટ ભારે મારી રે. જીવડા. ૪
મળીયું છે ઉત્તમ ટાણું;
પરખી લે નયણે નાણું;
નાવે સાથે કોઇ તલભાર,
શાને મોહ ધરે છે રે. જીવડા. ૫
અર્ક તણાં આકુલાં જેવાં,
તન ધન જોબન છે તેવાં;
બાજીગરની બાજી ફોક,

અન્તે વિણુશી જાશે રે. જીવડા. ૬

નરનારી મૂરખ જન ડાહ્યા,
સાચી માનીને માયા;
ભવમાં ભટકયા વારંવાર,
જન્મ જરા દુઃખ પામી રે. જીવડા. ૭

સાચી શિખામણ માની,
થા તું આતમનો ધ્યાની;
બુદ્ધિસાગર સાચી સેવ,
પ્રભુની અન્તર ધારી રે. જીવડા. ૮

## આત્મોદ્ધારક વૈરાગી પદ ૩ જું.

જાય છે જાય છે જાય છે રે
આ જુવાની ચાલી જાય છે,
પાણીનો રેલો સમુદ્રની ભરતી,
આયુષ્ય ઘટતું થાય છે રે.

આ જુવાની ચાલી જાય છે. ૧.
આકાશે જેવી વાદળીયો,
જેવો વિજળી ચમકાર છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૨
મનમાં જાણે થાઉં છું મોટો,
મન મધ્યે મલકાય છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૩
રમણિય રામા તન ધન દેખી,
મૂરખ મન સરમાય છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૪
ફૂલી ફરે ફૂલણજી પેઠે,
રોફ માંહિ રગડાય છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૫
મનમાં જાણે મારા સરખો,

જગમાં કોઇ ન જણાય છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૬
ખટપટ લટપટ ઝટમાં કરતો
જમના પાસ પકડાય છે રે,
આ જુવાની ચાલી જાય છે. ૭
લેઇ આવ્યો શું લેઇ જાઇશ,
ફોગટ શું ફૂલાય છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૮
સદ્ગુરૂ દેવને ધર્મ ભજી લે,
બુદ્ધિસાગર સુખ થાય છે રે.
આ જુવાની ચાલી જાય છે. ૯

---

## આત્મોદ્ધારક વૈરાગી પદ ૪ થું.

( હવે મને હાર નામશું નેહ
લાગ્યો-એ રાગ. )

મુસાફર જીવડા કાયાનો મહેલ
નથી તારો, માને શું મોહે મારો
મારો રે. મુસાફર૦
લાખ ચોરાશીમાં દેહ ધર્યા બહુ,
જન્મ જરા દુઃખ પામી,
માનવ ભવ એળે ચૂક ન જીવડા
ભજી લેને અંતર્યામીરે.
મુસાફર જીવડા કાયાનો મહેલ
નથી તારો. ૧
કાયા મહેલનો કાંઈ ન ભરૂસો,
જલમાં ઉઠેલ પરપોટો;

અમૂલ્ય શ્વાસોશ્વાસ વહે છે,
મૂરખ વાળ નહિ ગોટોરે. મુ૦ ૨

કળા કરી કાયા માટે કરોડ પણ,
તારી ન થાય કોઈ કાળે;
ચેતોચેતનજી સમજી સ્વરૂપ નિજ,
પડ નહિ મોહની જંજાળેરે.
મુસાફર જીવડા કાયાનો મહેલ
નથી તારો. ૩

આરે જગતમાં જન્મીને જીવડા,
શું? ધર્મ સાધન તેં તો સાધ્યું;
ક્ષણક્ષણમાં ભૂલ્યો ભાન પોતાનું,
મનડું તો મોહમાંહિ વાધ્યુંરે.
મુસાફર જીવડા કાયાનો મહેલ
નથી તારો. ૪

વિષય વાસનાના અવળા જે ઘાટો,
ઓળંગી ચાલજેરે વાટે;
બુદ્ધિસાગર ખેલ નથી બાળકનો,
શિવ સુખ છે શીર સાટેરે.
મુસાફ્રર જીવડા કાયાનો મહેલ
નથી તારો. ૫

## આત્મોદ્ધારક વૈરાગી પદ ૫ મું.

( હવે મને હરિ નામશું નેહ લાગ્યો
એ રાગ. )

મુક્તિના પન્થે શૂરવીર ચાલશે
જાગી, કાયર તો જાય ત્યાંથી
ભાગી રે. મુક્તિ૦ સુભટનો વેષ
પહેરી પર્વેયો, રણમાં તો ચાલે
છે સહુના રે આગે; ખરાખરીનો

જ્યારે ખેલ આવે ત્યારે, મુઠી વાળીને બીરૂ ભાગે રે. મુક્તિ૰ ૧ સતીનો ડોળ ભલે રાખો સહુ નારિયો, પતિની સાથ સતી બળશે; ભક્તિયું તેલ માગે ખરા ભક્તની, ભક્તિ તે ભાવમાંહિ ભમશેરે. મુક્તિ. ૨. દીક્ષા લેઇને, સાધુ કહાવે સહુ, વિરલા સંયમથી વિચરતા; કરી કેસરીયાં મોહ હઠાવી, જયલક્ષ્મી કોઇ વર તારે. મુક્તિ૰ ૩. લીધો વેષ તેને ભજવે છે શૂરા જન, બોલે છે બોલ તેવું પાળે; બુદ્ધિસાગર શૂરવીર સાધુઓ, શિવપુર સન્મુખ ચાલે રે. મુક્તિ૰ ૪.

## આત્મોદ્ધારક વૈરાગી પદ ૬ ઠું
### (હવે મને હરી નામશું નેહ) લાગ્યો—એ રાગ

ચેતનજી સમજો જુઠી આ દુનિયાની બાજી, રહ્યો શું તેમાં રાચી માચી રે. ચેતન૦ અજ્ઞાને અન્ધ થઇ જોયું ન જીવડા, આત્મ સ્વરૂપ જેહ સાચું; હસતાં હેં હેં કરતાં એ માનવી, ફાટી જાશે તારૂં ડાચું રે. ચેતન૦ ૧. મહેલ ચણાવ્યા બાગ બનાવ્યા, લક્ષ્મીના લોભમાં તણાયા; એક દિન અણુ-ધાર્યો ઉઠીસ દેહથી, કોઇ ન જાણે કયાંથી આવ્યા રે. ચેતન૦

૨. મનમાં આવે તેવું માની લે માનવી, અંતે તો કોઇ નથી તારૂં; ચેતન ચાલે ગંદી રે કાયા, મિથ્યા માને મારૂં મારૂં રે. ચેતન૦ ૩. ચેતન પણ જડ જેવો બનીને, કાંઈ ન મનમાં વિચાર્યું; ગણુકાર્યું નહિ ગુરૂનું બોલવું, મોહે આયુષ્ય સહુ હાર્યું રે. ચેતન૦ ૪ સમજ સમજ દિલ માંહિરે જીવડા, ધર્મ ઉદ્યમ ચિત્ત ધારો; બુદ્ધિસાગર સદ્‌ગુરૂજીના શરણે રહી આતમ ઝટ તારોરે. ચેત૦ ૫.

## આત્મોદ્ધારક વૈરાગી પદ ૭ મું.

(હવે મને હરિ નામશું નેહ લાગ્યો—એ રાગ)

ચેતનજી ચેતો કોઇ ન દુનિયામાં તારૂં, મિથ્યા માને છે મારૂં મારૂં રે. ચેતનજી૦ લાખ ચોરાશીમાં વાર અનન્તિ, દેહ ધર્યાં દુઃખ પામી; મળીયો માનવ ભવ હાર ન આતમ, ઉદ્યમમાં રાખ નહિ ખામી રે. ચેતન૦ ૧.

કાયા રે બંગલો મુસાફર જીવડો, જોજે તું આંખને ઉઘાડી; ઉચાળો અણધાર્યો ભરવો રે પડશે, પડયાં રહેશે ગાડી વાડી રે. ચેતન૦ ૨

રામ રાવણુને પાંડવ કૌરવ, મુકી ચાલ્યા સહુ માયા; બણી ઠણી શું ફૂલી ફરે છે, પડતી રહેશે તારી કાયારે. ચેતન૦ ૩. માયા મમતાને આળસ છાંડી, ધ્યાન ધરો સુખકારી; બુદ્ધિસાગર સદ્-ગુરૂના પ્રતાપે. પામો જીવ ભવ-પારી રે. ચેતન૦ ૪.

" ઝખ મારવા ! "

ગઝલ સોરઠી-(હરિગીતમાં પણ ગવાશે.)

જો ઇશને સમરે નહિ,
જનમ્યો વૃથા ' ઝખ મારવા ? '
પરમાર્થને પોષ્યો નહિ,
જીવ્યો જગે ' ઝખ મારવા ? ' જો.

ખાધું પીધું હા ! ખંતથી,
જાડા થયા પાડા સમા;
પર પીંડને પોષ્યો નહિ,
જાડા થયા 'ઝખ મારવા ?' જો.
મોજે હજારો મારતા,
ગાડી અને ઘોડે ચ્હઢી;
સત્કર્મ કૈં કીધું નહિ,
મોજે ફરે 'ઝખ મારવા ?' જો.
રાજા થયા કૈં દેશના,
પીડા પ્રજાને આપતા;
રૈયત સદા રડતી રહે,
રાજા થયા 'ઝખ મારવા ?' જો.
સુખ મેળવે રૈયત સદા,
ના રાજ્યને રહેતી વફા;
ટંટો બખેડા જો કરે,

રહે રાજ્યમાં 'ઝખ મારવા ?' જો.
બાવા અને યોગી બની,
માયા મુકી ના વેગળી;
ઢોંગી થઈ જગ ધૂતતા,
બાવા બને 'ઝખ મરવા ?' જો.
વિદ્યા ભણી કૈં કૈં શીખ્યા,
પંડિતને જ્ઞાની બન્યા;
ના જ્ઞાન આપ્યું અવરને,
જ્ઞાની થયા 'ઝખ મારવા ?' જો.
નખરાં કરે છે નવનવાં,
નિજ નાથને સંતાપતી;
સંતોષતી ના સ્વામીને,
નખરાં કરે 'ઝખ મારવા ?' જો.
અતિ કષ્ટથી ઉછેરીને,
ડાહ્યા બનાવ્યા દિકરા;

માબાપને માને નહિ,
પેટે પડયા 'ઝખ મારવા ?' જો.
જો પુરતું આપે નહિ,
જાલિમ જુલમથી કામ લે;
એ શેઠીયા કે શઠ છે,
જુલ્મો કરે 'ઝખ મારવા ?' જો.
ખાઇ નિમક નિજ શેઠનું,
હલાલ ના હેતે કર્યું;
એ ચાકરો કે ચોરટા,
ખાતા નિમક 'ઝખ મારવા ?' જો.
વાણી ઉચારી 'શંકરે' સર,
નાઈટ, ને જે, પી. થયા;
જો દેશ સેવા નહિ કરી
જે, પી. થયા 'ઝખ મારવા ?' જો.

# અથ પચ્ચખ્ખાણ લેવાની વિધિ.

## અથ નમુક્કાર સહિઅં.

ઉગ્ગએસુરે, નમુક્કાર સહિઅં, પચ્ચખ્ખાઇ, ચઉવ્વિહંપિ, આહારં અસણં, પાણં, ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણ વોસિરે ( ઇતિ )

## અથ નમુક્કાર સહિઅં મુઠ્ઠ સહિઅં.

ઉગ્ગએસુરે નમુક્કાર સહિઅં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં

અન્નત્થણા ભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિ યાગારેણં વોસિરે (ઇતિ).

## અથ સાઢ પોરિસિનું.

ઉગ્ગએસુરે નમુક્કાર સહિઅં પોરિસિ સાડ્ઢપોરિસિં મુઠ્ઠસહિઅં પચ્ચક્ખાઇ ઉગ્ગએસુરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણા ભોગેણં સહસાગરેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિ વત્તિ યાગારેણં વોસિરે (ઇતિ).

## અથ પુરિમુઢ્ઢ અવઢ્ઢનું.

ઉગ્ગએસુરે નમુક્કાર સહિઅં પુરિમુઢ અવઢ્ઢં મુઠ્ઠસહિઅં પચ્ચ-

ખ્ખાઈ ઉગ્ગએસુરે ચઉવ્વિહંપિ આહાર અસણં પાણં ખાઈમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહ-સાગારેણં પચ્છન્ન કાલેણં દિસા-મોહેણં સાહુવયણેણં મહત્તરાગા-રેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં વોસિરે (ઇતિ).

## અથ વિગઈ નિવિઇનું.

વિગઇઓ નિવિગઈઅ પચ્ચ-ખ્ખઇ અન્નથ્થણા ભોગેણં સહસા ગારેણં લેવાલેવેણં ગિહથ્થ સંસ-ટ્ઠેણં ઉખ્ખિત વિવેગેણં પડુચ્ચ મખ્ખિએણં પરિઠ્ઠા વણિયાગારેણં મહત્તરાગાણં વોસિરે (ઇતિ).

# અથ બેઆસણા તથા એકાસણાનું.

ઉગ્ગએસુરે નમુક્કાર સહિઅં પોરિસિં સાઢ્ઢપોરિસિં પુરિમુઢ્ઢં મુઠ્ઠિસહિઅં પચ્ચખ્ખાઈ ઉગ્ગએ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પચ્છન્ન કાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્ત-રાગેણં સવ્વસમાહિવત્તિઆગારેણં એકાસણં બે આસણં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અસણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહ-સાગારેણં સાગારિ આગારેણં આ-

ઉટણું પસારેણં ગુરૂ અબ્ભુઠ્ઠાણેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વતિઆગારેણં પાણ-સ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે (ઇતિ).

## અથ આયંબિલનું.

ઉગ્ગએસુરે નમુક્કાર સહિઅ પોરિસિ સાઢપોરિસિ મુઠિસહિઅં પચ્ચખ્ખાઈ ઉગ્ગએસુરે ચઉવ્વિહં-પિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહ-સાગારેણં પચ્છન્ન કાલેણં દિસા-મોહેણં સાહુવયણેણં મહત્તરાગા-

રેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં એગાસણં પચ્ચખ્ખાઈ તિવિહંપિ આહારં અસણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં આઉટ્ટણ પસા-રેણંગુરૂઅભ્ભુઠાણેણં પરિઠ્ઠાવણિયા ગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણ પાણુસ્સ લેવેણવા અલેવેણવા અથ્થેણવા બહુલેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે.

## અથ ચઉવિહાર ઉપવાસનું.

સૂરે ઉગ્ગએ અભત્તઠં પચ્ચખ્ખાઈ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં પારિઠ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિ યાગારેણં વોસિરે.

# અથ તિવિહાર ઉપવાસનું.

સુરેઉગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચ-
ખ્ખાઇ તિવિહંપિ આહારં અસણં
ખાઇમં સાઇમં અન્નત્થણા ભોગે-
ણં સહસાગારેણં પારિઠ્ઠાવિણઆ-
ગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ
વત્તિઆગારેણં પાણહાર પોરિસિં
સાઠ્ઠ પોરિસિ મુઠ્ઠિ સહિઅં ઘરસ-
હિઅં પચ્ચખ્ખાઇ ઉગ્ગેએ સુરે પુરિ
મુઠ્ઠં અવઠ્ઠં પચ્ચખ્ખાઈ અન્નત્થણા
ભોગેણં સહસાગારેણં પચ્છન્ન કા-
લેણં દિસા મોહેણં સાહુવયણેણં
મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિ-
યાગારેણં પાણસ્સ લેવે વા અલે-
વેણવા અછ્થેણવા બહુલેવેણવા
સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે.

# અથ ચઉત્થ છઠ્ઠભત્તાદિકનું.

સૂરેઉગ્ગએ ચઉત્થભત્તં અભત્તઠં પચ્ચખ્ખાઇ સૂરેઉગ્ગએ છઠ્ઠભત્તં અભત્તઠં પચ્ચખ્ખાઈ સુરેઉગ્ગએ અઠ્ઠમભત્તં અત્તઠ્ઠં પચ્ચખ્ખાઇ પાણુહાર પોરિસિં મુઠ્ઠિસંહિઅં પચ્ચખ્ખાઇ અન્નત્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં પાણુસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે.

---

## અથ ગંઠસહિઅં આદિ અભિગ્રહોનું.

ગંઠ સહિઅં વેઠ્ઠ સહિઅં દિવસહિઅં થિભુગહી સહિઅં મુઠ્ઠિસહિઅં પચ્ચખ્ખાઈ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં વોસિરે.

## અથ ચૌદ નિયમ ધારનારને દેસાવગાસિકનું.

દેસાવગાસિઅં ઉવભોગં, પચ્ચખ્ખાઇ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં વોસિરે.

## અથ ચૌદ નિયમ ધારવાની ગાથા.

સચિત્ત દવ વિગઇ વાણહ તંબોલ વથ્થકુસુમેસુ; વાણહ સયણ વિલેવણ બંભદિસિના ભત્તેસુ, ૧.

## સાંજના પચ્ચખ્ખાણ.

### અથ પાણહાર દિવસ ચરિમનું

પાણહાર દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં સવ્વ સમાહિ વત્તિ આગારેણ વોસિરે.

### અથ ચઉવિહારનું.

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ ચઉવિહંપિ આહાર અસણં પાણં

ખાઇમં સાઇમં અન્નત્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વ-સમાહિવત્તિયાગારેણં વોસિરે.

### અથ તિવિહારનું.

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ દુવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિ આગારેણં વોસિરે.

### અથ દુવિહારનું.

દિવસ ચરિમં પચ્ચખ્ખાઇ દુવિહંપિ આહારં અસણં ખાઇમં અન્નત્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગેણં સવ્વસમાહિ વત્તિઆ-ગારેણં વોસિરે.

# અથ પચ્ચખ્ખાણના આગારની ગાથા.

દો ચેવ નમુક્કારે અગારા છચ્ચેવ પોરસિએ; સત્તવય પુરિમુડ્ઢે એકાસણુગંમિ અઠેવ. ૧ (સત્તગ) ઠાણેસુ અઅટ્ઠેવય અંબલમિ આગારા; પંચેવય ભત્તટ્ઠે છપ્પાણે ચરિમ ચત્તારિ. ૨ પંચચઉરો અભિગ્ગહે નિવ્વીએ અટ્ઠનવ આગા-રા; અપ્પાઉરણે પંચચઉહવંતિ સેસેસુ ચત્તારિ. ૪

## હવે છ પ્રકારે પચ્ચખ્ખાણ શુદ્ધ થાય છે તે ગાથા

ફાસિઅં પાલિઅં સોહિઅં તિ-રિઅં કિટ્ટિઅં આરાહિઅં; જંચન-આરાહિઅં તસ્સમિચ્છામિ દુક્કડં. ૧

## ॥ શ્રી ચોવિશતીર્થંકરોનાં નામ લંછન વર્ણ ઉંચાઇનો કોઠો ॥

| નંબર | પ્રભુનાં નામ | લંછન | રંગ | ઉંચાઇ | આયુષ્ય |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | વૃષભ | સોવનવર્ણું | ધનુષ્ય:૫૦૦ | લાખપૂર્વ ૮૪ |
| ૨ | અજિતનાથ | હાથી | ,, | ,, ૪૫૦ | ,, ૭૨ |
| ૩ | સંભવનાથ | ઘોડો | ,, | ,, ૪૦૦ | ,, ૬૦ |
| ૪ | અભિનંદન | વાંદરો | ,, | ,, ૩૫૦ | ,, ૫૦ |
| ૫ | સુમતીનાથ | ક્રૌંચ | ,, | ,, ૩૦૦ | ,, ૪૦ |
| ૬ | પદ્મપ્રભુ | પદ્મ | રાતા | ,, ૨૫૦ | ,, ૩૦ |
| ૭ | સુપાર્શ્વનાથ | સ્વસ્તિક | કંચન | ,, ૨૦૦ | ,, ૨૦ |
| ૮ | ચંદ્રપ્રભુ | ચંદ્ર | ઉજવલા | ,, ૧૫૦ | ,, ૧૦ |
| ૯ | સુવધિનાથ | મગર | ,, | ,, ૧૦૦ | ,, ૨ |
| ૧૦ | શીતલનાથ | વછ | સોવન | ,, ૫૦ | ,, ૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયાંસનાથ | ખડગી | ,, | ,, ૮૦ | લાખ ૮૪ |
| ૧૨ | વાસુપૂજ્ય | મહિષ | રાતા | ,, ૭૦ | ,, ૭૨ |
| ૧૩ | વિમલનાથ | વરાહ | કંચન | ,, ૬૦ | ,, ૬૦ |
| ૧૪ | અનંતનાથ | સીંચાણો | ,, | ,, ૫૦ | ,, ૩૦ |
| ૧૫ | ધર્મનાથ | વજ્ર | ,, | ,, ૪૫ | ,, ૧૦ |
| ૧૬ | શાંતિનાથ | મૃગ | ,, | ,, ૪૦ | ,, ૧ |
| ૧૭ | કુંથુનાથ | બોકડો | ,, | ,, ૩૫ | હજાર ૯૫ |
| ૧૮ | અરનાથ | નંદાવર્ત | ,, | ,, ૩૦ | ,, ૮૪ |
| ૧૯ | મલ્લીનાથ | કળશ | નીલવરણ | ,, ૨૫ | ,, ૫૫ |
| ૨૦ | મુનિસુવ્રત | કાચબો | કાલા | ,, ૨૦ | ,, ૩૦ |
| ૨૧ | નમિનાથ | નીલકમલ | કંચન | ,, ૧૫ | ,, ૧૦ |
| ૨૨ | નેમનાથ | શંખ | કાલા | ,, ૧૦ | ,, ૧ |
| ૨૩ | પાર્શ્વનાથ | સર્પ | નીલા | હાથ ૯ | વર્ષ ૧૦૦ |
| ૨૪ | મહાવીર | સિંહ | કંચન | ,, ૭ | ,, ૭૨ |

## શ્રી ચોવીશતીર્થંકરોનાં આયુષ્ય ગામ માત પિતાના નામનો કોઠો ॥

| નંબર | પ્રભુનાં નામ | જન્મગામ | માતાનું નામ | પિતાનું નામ |
|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | વિનીતા | મરૂદેવી | નાભિ રાજા |
| ૨ | અજિતનાથ | ,, અથવા અયોધ્યા | વીજયા | જિતશત્રુ |
| ૩ | સંભવનાથ | સાવથ્થી | સુસેના | જિતારથ |
| ૪ | અભિનંદન | વિનીતા | સિદ્ધારથા | સંવરરાજા |
| ૫ | સુમતીનાથ | કોસલા | મંગલા | મેઘરાય |
| ૬ | પદ્મપ્રભુ | કોસંબી | સુસિમા | ધરરાય |
| ૭ | સુપાર્શ્વનાથ | વણારસી | પૃથ્વીમાતા | પ્રતિષ્ટ |
| ૮ | ચંદ્રપ્રભુ | ચંદ્રપૂર | લખમણા | મહાસેન |
| ૯ | સુવધિનાથ | કાકંદી | રામાદેવી | સુગ્રીવ |
| ૧૦ | શીતલનાથ | ભદ્દિલપૂર | નંદારાણી | દ્રઢરથ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયાંસનાથ | સિંહપૂર | વિષ્ણુમાતા | વિષ્ણુરાજા |
| ૧૨ | વાસુપૂજ્ય | ચંપાપૂર | જયાદેવી | વાસુપૂજ્ય |
| ૧૩ | વિમલનાથ | કંપીલપૂર | શ્યામાદેવી | કૃતવર્મા |
| ૧૪ | અનંતનાથ | અયોધ્યા | સુજશા | મહસેન |
| ૧૫ | ધર્મનાથ | રત્નપૂર | સુવ્રતા | ભાનુ |
| ૧૬ | શાંતિનાથ | ગજપૂર | અચિરા | વિશ્વસેન |
| ૧૭ | કુંથુનાથ | ,, | સિરીમાતા | શુરરાજા |
| ૧૮ | અરનાથ | ,, | દેવીમાતા | સુદર્શન |
| ૧૯ | મલ્લીનાથ | મિથીલા | પ્રભાવતી | કુંભનૃપ |
| ૨૦ | મુનીસુવ્રત | રાજગૃહી | પદ્માવતી | સુમિત્ર |
| ૨૧ | નમિનાથ | મથુરા | વિપ્રારાણી | વિજયરાય |
| ૨૨ | નેમનાથ | સૂરીપૂર | શિવાદેવી | સમુદ્રવિજય |
| ૨૩ | પાર્શ્વનાથ | વણારસી | વામામાતા | અશ્વશેન |
| ૨૪ | મહાવીર | ક્ષત્રિકુંડ | ત્રિશલા | સિધ્ધારથ |

